# दलपत दुर्लभ कृत.

ભાગ ૪.

# भाषाभूषण

સટીક.

---

વીરચરિત્ર અને પ્રતાપદર્શણ

તથા

કૈશર હિંદ રાજ્ય તવારીખ.

અંગ્રેજી ગદ્ય ભાષામાં તરજુમા સહિત રચી

છપાવી પ્રગટ કરનાર

સુરતના કવિ

## દલપતિરામ દુર્લભરામ યાજ્ઞિક.



## अमदावादमां

મામાની હવેલીમધ્યે અ૦ યુ૦ પ્રી૦ અને જ૦ એ૦

કંપનીના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

---

સંવત ૧૯૩૪—શાકે ૧૭૯૯—સને ૧૮૭૮.

---

કિંમત રૂ૧-૪-૦

---

## સુચના.

આ ગ્રંથ છપાવવાની આગાઉ શુચિપત્ર છપાવ્યું હતું માં જેઓયે મદત તરીકે પ્રત ભરેલી તેઓના નામનું લિષ્ટ નહિ આપતાં આ ઠેકાણે તેઓનો આભાર માની ગ્રંથ બ્હાર પાડતાં કવિનો તેમને આશીર્વાદ છે.

# अर्पणपत्र.



## ગીતિવૃત્ત.

મોદી કુળ મન્ડિત શ્રી, મુખડા ગોહિલથકી સતેજસ્વી;<br>
મંગળકાર શુભેચ્છક, સુકીર્તિવંતા લહૂ યશ યશસ્વી.<br>
ધર્મિષ્ટ સદાવૃત્ત, નામાંકિત તિર્થ તિર્થ શોભાવ્યાં;<br>
ધર્મશાળા દેવાલય, વાપી કૂપ નદિ ઘાટ બંધાવ્યાં.<br>
ખગ મૃગ પશુ પ્રાણીના, આત્મા ઠારક સદા ધામ રાજે;<br>
પર્માર્થી વિરલા ઓ, ધન્ય માત તાત કહાવવા કાજે.<br>
એ વિન કન્યાશાળા, સ્થાપી જન્મ ભુમિમાંજ પર્માર્થે;<br>
બાગ બગિચા વિરાજે, રંગમ્હેલ શોભિતા રસિક સ્વાર્થે.<br>
વિદ્યા વૃદ્ધી થાવે, સ્વદેશ હિતકારી ગ્રંથકર્તાને;<br>
ઘટિત વિચાર સુચવિને, અર્પી આશ્રય ભજો છભર્તાને.<br>
એ ઉપકાર [illegible]રી, ભાષા ભૂષણ સ્વદેશ હિતકારી;<br>
કાવ્ય ગ્રંથ હું અર્પું, લો મોદી શ્રી ત્રીભૂવન સ્વિકાર.

# પ્રસ્તાવના.

શ્રી ગુર્જર દેશમાં પ્રાકૃતભાષા લખતા ગ્રંથકારો ઘણાએક થઇ ગયા છે, અને તેઓએ અનેક વિષયોના ગ્રંથ પોતાના વર્ગીઓને અર્થે રચ્યા; અને આજ પણ ગ્રંથકારો રચેછે. એ ભાષા ક્યારથી ઉત્પન્ન થઇ એની શોધ હજી પુરેપુરી કોઇને મળી નથી. અને જ્યાંસુધી એ વાતનો નિર્ણય થઇ શક્યો નથી ત્યાં સુધી વાંચનારાની આગળ મારા વિચાર પ્રગટકરવા તે મિથ્યા માનુંછું; એ લાભ કોઇ બીજાજ પ્રસંગે લઇશ એવી આશાછે.

મુખ્ય કાવ્ય શાસ્ત્ર સંબંધી ગ્રંથો ગુજરાતી ભાષામાં લખાયા નહિં હશે એમ તો કેમજ કહેવાય, પરંતુ એટલું તો ખરૂં કે ગુજરાતના ઘણાએક ભાગમાં મારૂં ફરવું થયુંછે, અને હજી પણ એ વિશેના શોધને અર્થે ફરૂંછું, તોપણ રસાલંકાર કે કાવ્ય શાસ્ત્ર સંબંધી જે જે રીતના જુદાજ ગ્રંથો થાયછે, તે આજ પર્યંત મારા જોવામાં કે વાંચવામાં આવ્યા નથી માત્ર હાલ ગ્રંથકારપંક્તીમાં નામ ધરાવતા અમદાવાદના કવિ દલપતરામ ડાહ્યાભાઈ, તથા સુરતના કવિ નર્મદાશંકર લાલશંકર, એ બે સાહેબોના તરફથી પ્રથમ પિંગળ રચાઇ બ્હાર પડ્યાં; ને નર્મદાશંકરે રસ પ્રવેશ, અને અલંકાર પ્રવેશ એ બે નાના ગ્રંથોને જન્મ આપ્યો તેમાં અલંકાર માત્ર ચાળિસ પીસ્તાળીસ ને આસરેછે; એ ગ્રંથોથી કહેવા લાભ પ્રજા મેળવેછે તે તો પ્રસિદ્ધજછે. હાલ પંડિત નવલરામ લક્ષ્મીરામે મેઘદૂતકાવ્યનું ભાષાંતર રચી શાળાપત્ર ચોપાનીયાના છૂટક છૂટક અંકોમાં પ્રગટ કર્યું પણ તે કરતાં આશાછે કે, એઓની જે અગાધ શક્તિથી આ મહાકવિના મહાકાવ્યનું ભાષાંતર થએલુંછે, તે જો એક પુસ્તક રૂપે છપાય તો આપણી ગુર્જર પ્રજા એ મહાકાવ્યને વાંચવાનો લાભ લે, તેમજ એથી હાલના ગ્રંથકારોના પણ ઉમંગમાં વધારો કરી કાવ્યશક્તિ ઉંચી થવાને ઉત્તેજન મળે; અરે એટલુંજ નહીં પણ ગુજરાતી ભાષામાં કાવ્ય પુસ્તક

હવે થવા માંડ્યાં, અને ભાષા પંડિતાઈને પાત્ર થઇ, એમ પ્રાંતમાં અને પરપ્રાંતમાં મનાયા વિના રહેશેનહીં.

ઉપર બતાવેલાં ઘણાં ઘણાં કારણોસર વિચાર કરતાં અ-લંકાર શાસ્ત્ર જાણવાને આપણી ભાષામાં એકે ગ્રંથ સંપૂર્ણતા પામેલો નથી એમ જાણી, આ ભાષાભૂષણનું ભાષાંતર કરવાને મારૂં મન ખેંચાયું.

મૂળ સંસ્કૃત ભાષામાં શ્રી જયદેવ ચક્રવર્તી કૃત ચંદ્રાલોક નામનો ગ્રંથછે તે ઉપરથી મરૂદેશ કહેતાં મારવાડના રાજા ધિરાજ શ્રી જસવંતસિંહજીયે, પોતાની પ્રાકૃતભાષામાં ભાષા-ભૂષણ નામનો ગ્રંથ રચ્યો; એ શિવાય બીજા એમના રચેલા ગ્રંથ કેટલા હશે તેનું તો પ્રમાણ નથી પરંતુ એમના રચેલા ગ્રંથો ભાષાભૂષણ શિવાય આનંદવિલાસ, અપરોક્ષસિદ્ધાંત, અને અનુભવપ્રકાશ એ ત્રણ ગ્રંથ મારી પાસેછે, તે ઉપ-રથી એઓની અગાધ શક્તિ વપરાયેલી જોવામાં વાંચનારને આવ્યા વિના રહેતી નથી; આજ એહવા રાજા થોડાજ હશે કે જેઓને આ છંદ લાગ્યો હોય. એ ભાષાભૂષણમાં પ્રથમ ઠેકાણમાં રસનું વર્ણન કર્યુંછે તે છોડી દીધુંછે, કેમકે તે વિશેનો જૂદોજ ગ્રંથ રચવાનો મારો વિચાર છે, જેથી આ પ્રસંગે માત્ર અલંકારનુંજ ભાષાન્તર કરવું એવું મ્હારા મનમાં આવ્યું. મુળચંદ્રાલોક તેમજ એ ભાષાભૂષણ તથા ચંદ્રાલોક ઉપરથીજ એક સંસ્કૃતમાં બીજો કુવલયાનન્દ નામનો ગ્રંથ જેમાં ઉદાહરણ ઘણાં ઘણાં આપ્યાં છે તે પણ ભાષાન્તર કરતી વખતે પાઠ જોવા સામેલ રાખ્યો હતો અને ઘણીજ સંભાળથી એ ગ્રંથનું ભાષાન્તર કર્યુંછે. એ હેતુ પાર પાડવાને મ્હારા પરમપ્રિયમિત્ર મોરબીના રહેનાર કવિ હીરાચંદ તેણે ગુજરાતીમાં ટીકા કરીને એ ગ્રંથ છપાવ્યો હતો, પણ તે કવિતારૂપ આપણી ભાષામાં નહિં હોવાથી હિંદીભાષામાં જેઓ સમજે નહિં તેઓને રસ પડતો નહોતો, આ સઘળી કડાકૂટ દૂર કરવાને અર્થે, ગુજરાતીમાં કવિતા અને કાવ્યનો

ગ્રંથ માટે તેના અર્થ સહિત છપાવી પ્રકટ કર્યા. એ ગ્રંથમાં જુદા જુદા છંદ વાપરવાની મારી મરજી થઈ, પરંતુ લોકોને સરળ પડે માટે તે વિચાર ફેરવી દોહરા છંદમાંજ આખો ગ્રંથ રચવો પડ્યો. જયદેવ કવિયે જેમ એક છંદમાં પૂર્વાર્ધે વ્યાખ્યા અને ઉત્રાર્ધે ઉદાહરણ, તેમ જસવતસિંહે પણ એકજ દોહરામાં રાખ્યાં છે અને તે મુજબ મ્હેં પણ તેમજ કાયમ રાખ્યું એથી ગ્રંથની શોભામાં વધારો દરશાય છે. એ ગ્રંથ બનાવતાં અને છપાવતાં જે શ્રમ થયોછે તે એ કામના અનુભવિ શિવાય બીજા શી રીતે જાણે એટલું કહી એ ગ્રંથની સાથે બીજા વિષયો છપાયા છે તે વિશે બે બોલ લખવા ધારૂં છઊં.

આજ કાલ દેશી કારીગિરીને ઉત્તેજન આપવું એ બાબત ચરચાઈ છે તે એક સુચિન્હ છે એમ હું માનું છઊં, અને મારા મિત્રોયે એ બાબત ઉપર અત્રે ઘણાંએક ભાષણ પણ કર્યા છે; તેમ મ્હેં પણ એક કવિતામાં ભાષણ કરેલું જ્હેનું નામ **વીરચરિત્ર,** તે પણ આ સાથે છપાવ્યું છે. તેમ-જ બીજો **પ્રતાપદર્શણ** નામનો એક ન્હાનો ગ્રંથ વરસ સાતેક ઉપર મુમ્બઈમાં રચેલો તે પણ મારા ગુર્જરભાષાના વાંચનારની સામાં મુકવાંને આ શુભ ટાંણે બની આવ્યું. એ વિના એ ગ્રંથની પાછળ આપણા ઉપર રાજ્ય કરતા મહારાણી કૈશરે-હિંદ થયાં તે દિવસના ઉત્સાહને લગતી રાજ્યતવારીખ નામની કવિતા અને તેનો અંગ્રેજી ભાષામાં તરજુમો વકીલ દોલતરામજી સુત ગુણજ્ઞ છબિલારામ દિક્ષિત જે કે મારા પરમ પ્રિયમિત્ર છે તેઓની પાસે કરાવી તે પણ દાખલ કર્યોછે.

# दलपत दुर्लभ कृत

## (भाषाभूषण)

### मंगळाचरण.

દોહરા.

**વિઘન હરણ મંગળ કરણ, ગણપતિ થાતું સહાય;**
**કરજોડી વિનતી કરૂં, દે મતિ ગ્રંથ થપાય. ૧**

અર્થ.

હે ગણપતિ! તમે વિઘ્ન હર્તા અને મંગળ કર્તા છો, તમે મ્હારી સહાય થાઓ; હું હાથ જોડીને વિનતી કરૂં છઉં કે બુદ્ધિના સ્વામી તું છાં માટે સુમતિ આપજે કે ગ્રંથ થપાય.

**જેણે કર્યો પ્રપંચ સૌ, સ્વેચ્છાયે બહુનામિ;**
**તેહ તણું વન્દન કરૂં, હાથજોડિ શિર નામિ. ૨**

અર્થ.

પોતાની ઇચ્છાયે કરીને સઘળો પ્રપંચ જેણે કર્યો છે, તેહનું વન્દન હું હાથ જોડી, તથા માથું નમાવી કરૂં છઉં.

**કરુણા કરિ પોષે સદા, સકળ સૃષ્ટિના પ્રાણ;**
**એહવા ઇશ્વરનૂં હૃદે, રહો રાત્ર દિન ધ્યાન. ૩**

અર્થ.

સઘળી સૃષ્ટિના પ્રાણુને જે હમ્મેશ દયાયે કરીને પોષે છે. એહવા ઇશ્વરનું રાત્ર દિવસ ધ્યાન રહો.

**મુંજ મનમાં આવી વસો, એમ કેમ કહેવાય;**
**એ થકિ કાં ન લગાડિયે, આપશું હમે સદાય. ૪**

અર્થ.

હે ઇશ્વર! મારા મનમાં આપ વસો, એમ મારાથી તો કેમ

કહેવાય ? માટે હમ્મેશ આ મન આપથીજ કેમ ન લગાડી લૈયે.

**રાગી મન મળિ શામમાં, થયૂં ન ધ્હેરૂ લાલ;**
**એ અચરજ ઉજ્વળ બન્યૂં, તજ્યો મેલ તત્કાળ. ૫**

અર્થ.

સંસારના સુખ ઉપર પ્રીતિ રાખનારૂં જે મ્હારૂં મન, તે હે ઇશ્વર ! તમારામાં લાગીને સંસારમાં ધ્હેરૂં લાલ (ઘણી પ્રીતિ વાળૂં) ન થયું. આ ઉપરથી પ્રીતિનો રંગ લાલ છે એમ જાણવું, અને એ મ્હને આશ્ચર્ય લાગે છે કે મ્હારૂં મન ઉજ્વળ (સ્વચ્છ.) થયૂં; ને તેજ વખતે લાલ રંગ રૂપી જે મેલ તે તજ્યો; જેટલો રંગ ચ્હડે છે તેટલો મેલ ચ્હડે છે એમ સમજવું.

## પૂર્ણોપમાલંકાર.

**જ્યહાં ઉપમે ઉપમાન વળિ, વાચક ધર્મ સુચાર;**
**પૂરણ ઉપમા હીન ત્યહાં, લુપ્તોપમા વિચાર. ૬**
**એમ સઘળિ સમતા મળે, તે ઉપમા તૂં જાણ;**
**શશિ સમ ઉજ્વળ સ્ત્રી વદન, કમળ સમા મૃદુ પાણ. ૭**

અર્થ.

(૧) ઉપમેય એટલે જે વસ્તુને બીજા સાથે સરખાવિયે તે; ત્હેને કોઇવાર વર્ણનીય પણ કહે છે.

(૨) ઉપમાન એટલે જ્હેની સાથે સરખાવાય તે વસ્તુ; ત્હેને કોઇ વેળા ઉપમા પણ કહે છે.

(૩) વાચક એટલે સમાનતા બતાવનારો શબ્દ.

(૪) ધર્મ એટલે બન્નેમાં સમાન રહેલો ગુણ આ ચાર શબ્દનું. પ્રથમ મનમાં ખૂબ ધ્યાન રાખવું.

(ઉદાહરણ.) ચંદ્રમા જ્હેવું સ્ત્રીનું મુખ છે; ત્હેમાં ચંદ્રમા એ ઉપમાન, (ઉપમા) જ્હેવું એ વાચક; ઉજળું એ ધર્મ;

મુખતે ઉપમેય (વર્ણનિય).

(બીજુ ઉદાહરણ.) કમળના જેવા કોમળ હાથ છે; કમળ એ ઉપમા; જેહેવું એ વાચક; કોમળ એ ધર્મ; હાથ એ ઉપમેય. આ રીતે ચાર પદાર્થ આવે તો પૂર્ણોપમાલંકાર થાય.

## લુપ્તોપમાલંકાર.

વાચક ધર્મ સવર્ણનિય, ને ચોથું ઉપમાન;
એક બેય કે ત્રણ વિના, લુપ્તોપમા તું માન. ૮
ચપળા સમ પંકજ મુખી, કનકલતા સ્ત્રી લેખ;
વનિતા રસ શૃંગારની, કારણ મૂર્તી પેખ. ૯

### અર્થ.

(૧) વાચક, (૨) ધર્મ, (૩) વર્ણનિય, (૪) ઉપમાન; એ ચાર મળે ત્યહારે પૂર્ણોપમા થાય; એહેમાં એક બે કે ત્રણમાંથી હરેકવિના વરણન કરી ઉપમા ઠરાવિયે તો તે લુપ્તોપમા જાણવી (ઉદાહરણ.) વિજળી જેહેવી એહેમાં વિજળી એ ઉપમાન, જેહેવી એ વાચક, એબે પ્રકાર કહ્યા; અને ઉપમેય ને ધર્મ નથી તેથી હીનોપમા થઈ. વળી કમળ મુખી, એહેમાં કમળ એ ઉપમાન, ને મુખી તે ઉપમેય; એ બે બોલવાથી વાચક અને ધર્મ થકી હીન લુપ્તોપમા થઇ. વળી આ સ્ત્રીને કનકલતા લેખો, એહેમાં કનકલતા એ ઉપમાન, ને સ્ત્રી તે ઉપમેય, ને લેખો એ વાચક; એથી ધર્મ હીન લુપ્તોપમાં થઇ. વળી શૃંગારરસની સ્ત્રી કારણ મૂર્તિ પારખો એહેમાં શૃંગાર રસની સ્ત્રી એ ઉપમેય, કારણ મૂર્તિ એ ઉપમા એ થકી વાચક ધર્મ હીન લુપ્તોપમા થઈ.

## અનન્વયાલંકાર.

ઉપમેયી ઉપમાન જવ, કહે અનન્વય નેક;
ત્હારા મુખની જોડનું, ત્હારૂંજ મુખડૂં એક. ૧૦

### અર્થ.

ઉપમેય જ્યહારે ઉપમા થાય, ત્યહારે અનન્વયા લંકાર થાય;

સાથી કે તેહેનો અન્વય એટલે જે બીજા સાથે સમ્બન્ધ તે થતો નાથી. (ઉદાહરણ) ત્હારા મ્હોડાની જોડનું ત્હારૂંજ મ્હોડું છે.

### ઉપમાનોપમેયાલંકાર.

**ઉપમા લાગિ પરસ્પરે, તે ઉપમાનુપમેય;**
**ખન્જન છે તવ નેન શા, દૃગ તવ ખન્જન છેય. ૧૧**

અર્થ.

જ્યહાં પરસ્પર ઉપમાનને ને ઉપમેયને ઉપમા લાગે તે ઉપમાનોપમેયાલંકાર કહેવાય. (ઉદાહરણ) ત્હારી આંખો જેહેવાં ખન્જન પક્ષી છે, ને ત્હારી આંખો ખન્જન પક્ષી જેહેવી છે.

### પ્રતિપાલંકાર.

**(૧) તે પ્રતીપ ઉપમેયને, કરિયે જવ ઉપમાન;**
**લોચન સમ અમ્બુજ બન્યાં, મુખ સમ ચંદ્ર તું માન. ૧૨**

અર્થ.

ઉપમેયને જ્યહારે ઉપમાન કરિયે ત્યહારે પ્રતિપાલંકાર થાય. (ઉદાહરણ) ત્હારી આંખો જેહેવાં કમળ બન્યાં છે, ને ત્હારા મુખડા જેહેવો ચંદ્રમા માનું છઉં આમ કહેતાં પ્રતિપ એટલે ઉલટો અલંકાર થયો; કેમકે આંખને કમળની ને મુખને ચંદ્રની ઉપમા આપવી જોઇએ. તેહેને બદલે આતો ઉલટી ઉપમા અપાઇ.

**(૨) ઉપમાનથિ ઉપમેયનો, આદર જવ નવ હોય;**
**ગર્વ કરે શિદ મુખ તણો, ચંદ્ર આરુ તૂ જોય. ૧૩**

અર્થ.

ઉપમેયનો જ્યહારે ઉપમાનથી આદર નહિં થાય ત્યહારે પણ પ્રતિપાલંકાર કહેવાય. (ઉદાહરણ) આ ચંદ્રમા સારી રીતે જોની મુખનો ગર્વ સાને કરેછે! આ સ્થળે ઉપમાથી ઉપમેય ને આદર થતા નહિં તેથી એ બીજી જાતનો પ્રતિપાલંકાર થયો.

**(૩) અનઆદર ઉપમેયથી, જવ પામે ઉપમાન;**
**તિક્ષણ નયન કટાક્ષથી, મંદ કામનાં બાણ. ૧૪**

**અર્થ.**

ઉપમેયથી ઉપમા અનાદરે પામે ત્હારે પણ પ્રતિપાલંકાર થાય. (ઉદાહરણ.) કટાક્ષ કરીને તીખાં એહેવાં જે નેત્ર, તેની આગળ કામદેવનાં બાણ પણ મન્દાં છે. આ સ્થળે ઉપમાનો અનાદર થયો તેથી એ ત્રીજી જાતનો પ્રતિપાલંકાર થયો.

**(૪) ઉપમેને ઉપમાન જવ, સમતા લાયક ન્હોય;**
**અતિ ઉત્તમ દૃગ મીનથી, કહિયે કહોને સોય. ૧૫**

**અર્થ**

ઉપમેયને જ્યહારે ઉપમા સમતાલાયક ન હોય ત્હારે પણ પ્રતિપાલંકાર થાય. (ઉદાહરણ) માછલાથી આંખો અતિશે ઉત્તમ છે તે કહોને કહિયે ! એટલે ઉપમેયને લાયક ઉપમાં ઠરી નહિં તેથી ચોથી જાતનો પ્રતિપાલંકાર થયો.

**(૫) વ્યર્થ હોય ઉપમાન જવ, વર્ણનીય લખિ સાર;**
**દૃગ આગળ મૃગ નયન તો, કાંઈ નથી પ્રિયકાર. ૧૬.**

**અર્થ.**

ઉપમેયનો સાર સમજતાં જો ઉપમા વ્યર્થ થઇ જાય તો તે પણ પ્રતિપાલંકાર કહેવાય. (ઉદાહરણ) આંખ આગળ આ હરણની આંખો કાંઈ પ્રિય કરતા નથી. આ ઠેકાણે ઉપમેયથી ઉપમા વ્યર્થ થઇ ગઈ, તેથી એ પાંચમી જાતનો પ્રતિપાલંકાર થયો.

## રૂપકાલંકાર.

**છે રૂપક બે જાતિના, તદ્રૂપ તથા અભેદ;**
**અધિક ન્યૂન સમ બેહુના, જોતાં ત્રણ ત્રણ ભેદ. ૧૭**

**અર્થ.**

રૂપકાલંકાર બે જાતનો થાયછે. (૧) તદ્રુપ, (૨) અભેદ, એ બેમાં પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદછે ; ને તેથીજ એહેના છ ભેદ ગણાયછે.

**(૧) મુખ શશિ આ શશિથી અધિક, નિશ દિન જળહળ થાય;**

**અર્થ.**

આ મુખ ચંદ્રમા આકાશના ચંદ્રમાથી અધિક છે; કેમકે ચંદ્રમા તો રાત્રીયેજ પ્રકાશે છે, ને આ મુખનો પ્રકાશ તો રાત્ર અને દિવસ બે વેળા શોભેછે. આ ઠેકાણે ચંદ્રમાથી અધિક રૂપવાળું મુખ ઠર્યું. એ એક અધિકતદ્રૂપકાલંકાર થયો.

**(૨) સાગરથી ઉપજી ન પણ, કમળા દુજી સુહાય. ૧૮**

**અર્થ.**

આ સમુદ્રથી તો નથી ઉપજી? પણ બીજી લક્ષ્મી શોભે છે. સાક્ષાત લક્ષ્મી તો ઠરી નહિં, તેથી એ ન્યૂનતા (ઓછાઇ) થી ન્યૂનતદ્રૂપકાલંકાર બીજી જાતનો થયો.

**(૩) નેન કમળ આ એન છે, અવર કમળનું શું કામ:**

**અર્થ.**

આ નેત્ર કમળ તે સારાંછે; બીજા કમળ શા કામના! એ ઠેકાણે સમતદ્રૂપકાલંકાર ત્રીજી જાતનો થયો.

**(૪) ગમન કરતિ લાગે મિઠી, કનકલતા રૂપિ વામ. ૧૯**

**અર્થ.**

આ કનકલતા (સોનાની વેલ) જે સ્ત્રી તે ચાલેછે ત્હારે મીઠી લાગેછે. આ ઠેકાણે કનકલતામાં ને સ્ત્રીમાં અભેદ એટલે સરખાઈ દેખાઇ, ને ચાલેછે એટલી અધિકતા દેખાઇ; કેમકે લતા ચાલતી નથી ને સ્ત્રી ચાલેછે તેથી અભેદાધિકરૂપકાલંકાર ચોથી જાતનો થયો.

**(૫) અતિ શોભિત વિદ્રુમ અધર, નહિં સમુદ્ર ઉત્પન્ન;**

**અર્થ.**

હોઠ પરવાળાં અતિશય શોભેછે; પણ સમુદ્રમાંથી ઉપજ્યાં નથી. આ ઠેકાણે હોઠનેજ પરવાળાં કહ્યાં, તેથી કાંઈ ભેદ જણાયો નહિં, પણ સમુદ્રમાંથી ઉપજ્યાં નથી એટલી ઓછાઈ થઈ તેથી અભેદન્યૂનરૂપકાલંકાર પાંચમી જાતનો થયો.

**(૬) તવ મુખ પંકજ વિમળ અતિ, સરસ સુવાસ પ્રસન્ન ૨૦**

અર્થ.

ત્હારૂં જે મુખકમળ તે અતિશય નિર્મળછે; ને વળી રસથી, સુગંધથી, અને પ્રસન્નતાથી યુક્તછે. આ ઠેકાણે કમળને મુખની સરખાઈ થઇ, ને કમળમાં રસ, સુગંધ ને પ્રફુલ્લિત પણુંછે તેમ સ્ત્રીમાં પણછે; કેમકે તેજ મુખકમળમાં ત્રણે ભાવ આવી ગયા, ને ગુણથી સમાન થયું, માટે એ અભેદસમરૂપકાલંકાર છઠ્ઠી જાતનો થયો.

## પરિણામાલંકાર.

**કરે ક્રિયા ઉપમાનથી, વર્ણનીય પરિણામ;**
**લોચન કંજ વિશાળથી, દેખતિ દેખો વામ. ૨૧**

અર્થ.

ઉપમાનથી ઉપમેય પરિણામ પામીને ક્રિયા કરે, તે પરિણામાલંકાર કહેવાય, (ઉદાહરણ) કમળથી મ્હોટી આંખ વાળી દેખતી સ્ત્રીને જુઓ. આ સ્થળે કમળ એ ઉપમાન, તેથી પણ ઉપમેય જે આંખ, તે ઉપમાનનો પરિણામ પામીને વળી ક્રીયા કરે છે; એટલે દેખે છે, તેથી પરિણામાલંકાર થયો.

## ઉલ્લેખાલંકાર.

**તે ઉલ્લેખજ એકને, બહુ સમજે બહુ રીત;**
**યાચક સુરતરુ સ્ત્રી મદન, અરિને કાળ પ્રતીત. ૨૨**
**બહુ વિધિ વરણે એકને, બહુ ગુણથી ઉલ્લેખ;**
**કિર્તી અરજુન તેજ રવિ, સુર ગુરૂ વચન વિશેષ. ૨૩**

અર્થ.

એક વસ્તુને અનેક માણસ અનેક રીતે સમજે તે બહુ ઉલ્લેખાલંકાર કહેવાય. (ઉદાહરણ.) એક પુરૂષ યાચકને કલ્પ વૃક્ષ સરખો, સ્ત્રીને કામદેવ સરખો, અને શત્રુને કાળ સરખો દેખાય છે; એ એક રીતનો બહુઉલ્લેખાલંકાર થયો. બીજો એક વસ્તુમાં અનેક પ્રકારના ગુણ રહ્યા હોય, તે પણ ઉલ્લેખા-

લંકાર કહેવાય. (ઉદાહરણ.) એક પુરૂષના કિર્તી અરજુનના જેવી, તેજ સૂર્યનાં જેહેવું, અને વચન બૃહસ્પતિના જેવું છે; એ રીતે એકમાં અનેક ગુણ કહેવાયછે, ત્હારે એકોલ્લેખાલંકાર જાણવો.

## સ્મરણભ્રમસંદેહાલંકાર.

**સ્મરણ ભ્રમ સંદેહ એ, લક્ષણ નામ પ્રકાશ;**
**સુધ આવે તે વદનની, દેખી સુધાનિવાસ. ૨૪**
**વદન સુધાનિધિ જાણિને, તત્ર સંગ ફરે ચકોર;**
**શકે વદન કે ચંદ્રમા, કમળ ખિલ્યું શું ભોર. ૨૫**

### અર્થ.

સ્મરણ, ભ્રમ, અને સંદેહ એ ત્રણ થકી એક વસ્તુને માથે બીજા પદાર્થનું ભાન થાય ત્હારે ત્રણે અલંકાર કહેવાય. (ઉદાહરણ.) આ સુધાનિવાસ જે અમૃતનું સ્થાન એટલે ચંદ્રમા તેને દેખીને તે મુખની સુધ આવે છે માટે ત્યાં સ્મરણાલંકાર થયો; અને આ ત્હારા મુખને ચંદ્રમા જાણીને, સાથેને સાથે ચકોર ફરે છે એમ થતાં એ ભ્રમાલંકાર થયો; ને આતે મ્હોડું કે ચંદ્રમા, સ્હવારે કમળ ફુલ્યુંછે કે શું? આ થકી સંદહાલંકાર થયો; સ્મરણ તે યાદ, ભ્રમ તે ભ્રાન્તી, ને સંદેહ તે કાંઈ નિશ્ચય થાય નહિં તે.

## સુધાપન્હુત્યલંકાર.

**ધર્મ ગુપ્ત આરોપથી, સુધાપન્હુત્ય નિધાન;**
**ઉરપર નથી ઉરોજ આ, કનકલતા ફળ માન. ૨૬**

### અર્થ.

એક વસ્તુ ઉપર બીજી વસ્તુનો મસ લાવીને તેહેનો જે ભાવ તે છુપાવી રાખવો ત્હેનું નામ સુધાપન્હુત્યલંકાર. (ઉદાહરણ) છાતી ઉપર આ કાંઈ કુચ (સ્તન) નથી આતો કનકલતાના ફળ માની લો; કનકલતા તે સોનાની વેલ; ત્હેની ઉપમા સ્ત્રીને

દેખાયછે, એટલે વેલમાં ફળ પણ લાગેછે, તે ફળછે ને કુચ નથી, એમ કહેતાં કુચનો ભાવ છુપી ગયો.

### હેતાપન્હુત્યલંકાર.

**વસ્તુ છુપાવે યુક્તિથી, હેતુ અપન્હુતિ હોય;**
**તિવ્ર ચંદ્ર એ રેન રવિ, વડવા નળ એ સ્હોય. ૨૭**

અર્થ

કાંઈ યુક્તિ કરીને વસ્તુને સંતાડે ત્યહારે હેતાપન્હુત્યલંકાર થાય. (ઉદાહરણ) રાત્રિયે પૂર્ણ ચંદ્રમાને જોઈને કહે છે કે, એ હો! આ ઘણું તેજછે, માટે ચંદ્રમાતો નહિંજ, અને રાત્રી એટલે સૂર્ય પણ નહિંજ, વાસ્તે આ તો વડવાનળ અગ્નીજ છે.

### પર્યસ્તાપન્હુત્યલંકાર.

**પર્યસ્તા ગુણ એકનો, અવર વિશે આરોપ;**
**હોય સુધાધર એ નહીં, વદન સુધાધર ઓપ. ૨૮**

અર્થ

એકના ગુણનું ભાન બીજા પદાર્થ ઉપર લાવીને બોલવું, તેહેનું નામ પર્યસ્તાપન્હુત્યલંકાર. (ઉદાહરણ.) એક સ્ત્રીનું મુખ દેખીને કહેછે કે આ કાંઈ ચંદ્રમા નથી, આતો મુખચંદ્રમાની શોભાછે.

### ભ્રાંત્યાપન્હુત્યલંકાર.

**ભ્રાંતિ અપન્હુતિ વચનથી, ભ્રમ જવ પરનો જાય;**
**તાપ કંપ પણ જ્વર નહીં, સખિ એ મદન વ્યથાય. ૨૯**

અર્થ

વચન કહ્યાથી જ્યહારે પારકો ભ્રમ જાય ત્યહારે ત્યહા ભ્રાંત્યાપન્હુત્યલંકાર થાય. (ઉદાહરણ.) એક સ્ત્રીને અંગમાં કામદેવથી સંતાપ થઈ આવ્યો તેહેને સખીયે પુછ્યું કે, કેમ તાવ આવ્યો કે! ત્યહારે તે સ્ત્રી બોલી કે અંગ તપેછે, અને કંપેછે, પણ તાવ નથી; એતો કામદેવ સંતાપેછે.

## છેકાપન્હુત્યલંકાર.

છેકાપન્હુતિ યુક્તિ કરિ, પરથિ છુપાવે વાત;
કરે અધરક્ષત પિઉ નહીં, સખી શીત રુતુ વાત. ૩૦

અર્થ.

કાંઇક યુક્તિ કરીને બીજાથી પોતાની વાત છુપાવી રાખવી ત્હેનું નામ છેકાપન્હુત્યલંકાર. (ઉદાહરણ.) સખી સખીને કહેછે કે આ મ્હારા હોઠ ઉપર જે રાતા ડાઘ દેખાયછે, તે કાંઈ પતિના દાંતના નથી; એતો આ શીયાળાની હવાએ કરીને ફાટ્યાછે.

## કૈતવાપન્હુત્યલંકાર.

કૈતવપન્હુતિ એકને, મેસ બિજાનું વખાણ;
સ્ત્રીનાં તિક્ષણ કટાક્ષ મિસ, વર્ષે મન્મથ બાણ. ૩૧

અર્થ.

એકનો મસ કહાડીને બીજાનું વરણન કરવું, ત્હેનું નામ કૈતવાપન્હુત્યલંકાર. (ઉદાહરણ.) નાયક કહેછે કે તીખાં અહેવાં જે સ્ત્રીનાં કટાક્ષ ત્હેનો મસ કરીને કામદેવ આ બાણોનો વરસાત કરેછે.

## ઉત્પ્રેક્ષાલંકાર.

ઉત્પ્રેક્ષા સંભાવના, વસ્તુ હેતુ ફળ લેખ;
શંકે નયન અર્વિન્દ છે, સરસ વિશાળ વિશેષ. ૩૨
કઠિણ આંગણું ચાલતાં, થયા શું રાતા પાય;
કમળ શું તવ પદ સમ થવા, જળને સેવે ત્હાંય. ૩૩

અર્થ.

એક વસ્તુની સંભાવના કરવી ત્હેનું નામ ઉત્પ્રેક્ષાલંકાર, જ્હેના ત્રણ ભેદછે; એકતો વસ્તૂત્પ્રેક્ષા, બીજો હેતૂત્પ્રેક્ષા, ને ત્રીજો ફળોત્પ્રેક્ષા. (ઉદાહરણ.) આ નેત્રજ જાણે કમળછે, કેમકે સરસછે, અને મ્હોટાઇ પણ ઘણીછે; આ વસ્તૂત્પ્રે-

ક્ષાલંકાર થયો. અહામાં કમળ જે વસ્તુ છે ત્હેની ઉત્પ્રેક્ષા થઈ. બીજો જાણે આ કઠિણ આંગણામાં ચાલી તેથી રાતા પગ થયાછે. આ હેતૂત્પ્રેક્ષાલંકાર થયો. આંગણે ચાલી એ હેતુ-થી ઉત્પ્રેક્ષા થઈ. ત્રીજો આ કમળ જે એક ચિત્તથી જળમાં રહેછે, તે ત્હારા પગની બરાબર થવા સારૂ જાણે તપશ્ચર્યા ક-રેછે; આ ફળોત્પ્રેક્ષાલંકાર થયો. પગની બરાબર કમળને થાવુંછે; એ ફળોત્પ્રેક્ષા થઈ.

### રૂપકાતિશયોક્ત્યલંકાર.

અતિયુક્તી રૂપક જહાં, લઈ કેવળ ઉપમાન;
કનકલતા પર ચંદ્રમા, ધર્યાં ધનુષ બે બાણ. ૩૪

અર્થ.

જ્યહાં કેવળ ઉપમાનના નામ લઇ ઘણું રૂપ કહેવું તે રૂ-પકાતિશયોક્ત્યલંકાર. (ઉદાહરણ.) સોનાની વેલ ઉપર એક ચંદ્રમા, બે ધનુષ, અને બાણો ધર્યાંછે; હવે આતો કેવળ ઉપમાનનાં નામ લીધાં, પણ ઉપમેય, વાચક, કે ધર્મ, એ સમુળગાં આવ્યાં નથી, તેમજ ઉપમેયનો ઉચ્ચાર કર્યા વિના કાંઈ અર્થ સમજાતો નથી, માટે આ ઠેકાણે રૂપકાતિશયોક્તિ થઇ. બીજું ઉદાહરણ એમ સમજવું કે, સોનાની વેલની ઉ-પમા સ્ત્રીના અંગને દેવાયછે, ચંદ્રમાની ઉપમા સ્ત્રીના મુ-ખને દેવાયછે, ધનુષોની ઉપમા સ્ત્રીની બે ભમરોને દેવાય છે, અને બાણોની ઉપમા સ્ત્રીના કટાક્ષોને દેવાયછે.

### સાપન્હવાતિશયોક્ત્યલંકાર.

સાપન્હવ ગુણ એકનો, અવર ઉપર ઠરિ જાય;
સુધા ભર્યૂં તવ વદન આ, ઘેલાં શશિને ગાય. ૩૫

અર્થ.

એકનો ગુણ બીજા ઉપર ઠરી જાય, તે સાપન્હવાતિશયોક-ત્યલંકાર. (ઉદાહરણ.) અધરામૃતે ભર્યું જે ત્હારૂં મુખ, ત્હેને મનુષ્ય ચંદ્રમા કહેછે તે ઘેલાંછે; કેમકે ચંદ્રમાના ગુણ મુખ

ઉપર ઠર્યાછે, તે ચંદ્રમાજછે તો, ત્હેને ચંદ્ર કહેવાનું શું પ્રયોજનછે—

### ભેદકાતિશયોક્ત્યલંકાર.

**અતિશ યુક્તિ ભેદક પરે, જો જણવે અતિ ભેદ;**
**એહેનું હસવું જોવું જુદું, વાત જુદી નિર્વેદ. ૩૬**

### અર્થ.

ભેદ પાડીને જે ઘણું દેખાડવું, તે ભેદકાતિશયોક્ત્યલંકાર. (ઉદાહરણ) એહેનું હસવું પણ બીજી તરેહનું, એહેનું જોવું પણ બીજી તરેહનું, અને એહેની વાત પણ બીજીજ તરેહનીછે; એ રીતે અતિ ભેદ જણાવો.

### સમ્બન્ધાતિશયોક્ત્યલંકાર.

**સમ્બન્ધાતિશયોક્તિ તો, અજોગને કહે જોગ;**
**આ પુરનાં મન્દિર ઉંચાં, કરે ચંદ્ર સંયોગ. ૩૭**
**અતિશયોક્તિ બીજી કહું, જોગ અજોગ તું માન;**
**તવ કર આગળ કલ્પ તરુ, ક્યમ પામે સન્માન. ૩૮**

### અર્થ.

જ્હાં યોગતા નથી ત્હાં યોગ થાય, ત્હારે તે અયોગયોગ અથવા સમ્બન્ધાતિશયોક્ત્યલંકાર કહેવાય. (ઉદાહરણ.) હે લોકો આ નગરનાં મન્દિર ચંદ્રમા સુધી ઉંચાં કહો; હવે મન્દિર ઘણાં ઉંચાંછે, પણ કાંઇ ચન્દ્રમા સુધી ઉંચાં નથી ને તેમ કહ્યાં, એટલે અયોગનો યોગ થયો નહિં ને કહ્યો; એ રીતે સમ્બન્ધને અતિશયોક્તી થઇ. બીજો યોગછે ત્હેનો અયોગ ઠરેછે. (ઉદાહરણ.) ત્હારા હાથની આગળ કલ્પવૃક્ષ શું સન્માન પામે. અર્થાત ન પામે એમ કહ્યું તેથી કલ્પવૃક્ષમાં માનનો યોગ અથવા સમ્બન્ધછે ત્હેને અયોગ કહ્યો; માટે એ યોગાયોગ અથવા અસમ્બન્ધાતિશયોક્ત્યલંકાર થયો.

### અક્રમાતિશયોક્ત્યલંકાર.

**અતિશયોક્તિ અક્રમ જદા, કારણ કારજ સંગ;**
**તવ શર લાગ્યાવાંતમાં, લાગ્યું ધનુષ અરિ અંગ. ૩૯**

અર્થ.

એક પછી બીજું એમ ક્રમછે, તે ક્રમનો ભંગ થાય, તે અક્રમાતિશયોક્ત્યલંકાર. (ઉદાહરણ)ત્હારાં બાણ શત્રુને લાગતાં વાંતજ ધનુષ પણ લાગેછે; હવે ખરૂં જોતાં બાણ લાગે ત્યાર પછીજ ધનુષ લાગે; તેમ છતાં બાણ લાગતાંવાંતજ ધનુષ લાગ્યું, એમ કહ્યાથી ક્રમ રહ્યો નહિં.

### ચપલાતિશયોક્ત્યલંકાર.

**ચપલાતીશય હેતુથી, હોય શિઘ્ર જો કાજ;**
**કાંકણ તો થૈ મુદ્રિકા, પિઉનું ગવન સુણિ આજ. ૪૦**

અર્થ.

ચપળતા ને જે અતિશયપણું કહેવું, તેહેનું નામ ચપલાતિશયોક્ત્યલંકાર (ઉદાહરણ.) આજ ધણીનું પરદેશથી આવવું સાંભળતાં સ્ત્રીનું અંગ ફુલ્યું અને હાથમાં કાંકણ પ્હેરવામંડી, તે ન આવતાં આંગળીની વીંટી થઇ રહિ; અર્થાત ઉતાવળમાં આંગળીયે ઘાલીદીધી. ઉતાવળને ચપળતા કહે છે, ને તેહેનું ઘણા પણું તે અતીશય કહેવાયછે.

### અત્યંતાતિશયોક્ત્યલંકાર.

**અત્યંતાતિશયોક્તિથી, પુર્વા પર ક્રમ હીન;**
**બાણ ન પ્હોંચે અંગલગિ, પડે પ્રથમ અરિ દીન. ૪૧**

અર્થ.

આગળ પાછળ જે વાતનો ક્રમ ન મળે, તેહેને અત્યંતાતિશયોક્ત્યલંકાર કહિયે. (ઉદાહરણ.) અંગસુધી બાણ પ્હોંચતાં નથી, તે પ્હેલાંજ શત્રુ દયામણો થઇ નીચાં ઢળી જાયછે; હવે ત્યાં અત્યંતજ અતિશયોક્તિ થઇ; જે કે બાણ વાગ્યા વિના શત્રુ ઢળી પડે છે.

## તુલ્યયોગિતાલંકાર.

તુલ્યયોગિતા ત્રિવિધમાં, લક્ષણ ક્રમથી માન;
એક શબ્દમાં હિત અહિત, એકજ બહૂ સમાન. ૪૨
ગુણે કરી સમતા સરસ, એ રિત સર્વ પ્રકાર;
સારિ રિતે ગુણનિધિ નિરખ, સ્ત્રીના ઉરનો હાર. ૪૩
નિરખિ નવોઢા વદન દ્યુતિ, બન્ધ થયાં અરવિન્દ;
તૂંતો શ્રી નિધિ, ધર્મ નિધિ, તૂંજ ઈન્દ્ર ને ચંદ્ર. ૪૪

### અર્થ.

સરખી યોગ્યતાનું નામ તુલ્ય યોગિતા; આ અલંકારના ત્રણ પ્રકાર છે, એક તો હિતતુલ્યયોગિતા, બીજો અહિતતુલ્યયોગિતા, ત્રીજો બહુતુલ્યયોગિતા. ( ઉદાહરણ. ) ગુણ નિધિ એહેવો જે નાયક તે તું સારીરીતે જો, કે જે સ્ત્રીના હૈયાનો હાર છે; એ રીતે સ્ત્રીના હિતનો કર્તા તેથી હિતતુલ્યયોગિતાલંકાર થયો. બીજો નવિન સ્ત્રીના મુખડાની જ્યોતી દેખીને કમળ બિડાઇ ગયાં; એટલે ચંદ્ર ઉદય થયાથી કમળ બિડાઈજાય એવો સ્વભાવ છે. હવે સ્ત્રીના મુખથી ઘણા કમળોનું જે અહિત થયું, તેથી આ અહિતતુલ્યયોગિતાલંકાર થયો. ત્રીજો લક્ષ્મીનો ભન્ડાર તુંજ છે અને ધનનો ભન્ડાર પણ તુંજ છે, વળી તુંજ ઇન્દ્ર છે ને તુંજ ચંદ્ર છે; એ રીતે એક પુરૂષ ઘણા પુરૂષ યોગ્ય કરે, ત્યહારે તે બહુતુલ્યયોગિતાલંકાર થયો એમ જાણવું.

## દીપકાલંકાર.

તે દીપક નિજ ગુણથકી, અવરનું વરણન હોય;
ગજ મદથી નૃપ તેજથી, ઠાઠમાઠમાં સોહ. ૪૫

### અર્થ.

એકના ગુણને કાજે બીજાના ગુણની બરાબર વરણન કરે ત્યહારે દીપકાલંકાર કહેવાય. (ઉદાહરણ.) હસ્તી મદથી અને

રાજા તેજથી બનીને શોભા લહેછે; હવે હસ્તીની શોભા કહી ને રાજાની શોભા કહી, તેથી રાજાના ગુણને દીપકતા થઇ.

### દીપકાવૃત્યલંકાર.

દીપક આવૃતિ ત્રણ વિધી, પ્હેલી શબ્દનિ જાણ;
વળિ આવૃતિ જે અર્થની, ત્હેને બીજિ પ્રમાણ. ૪૬
શબ્દ અર્થ બન્યો તણી, આવૃતિ ત્રીજી લેખ;
ઘન વર્ષે કેરેસખી, જામિનિ વર્ષે મેખ. ૪૭
ફુલ્યાં વૃક્ષ કદમ્બના, કેતકિ વિકસિ જણાય;
મેત્ત થયાછે મોર વળિ, ચાતક મત્ત ભણાય. ૪૮

### અર્થ

આવૃત્તિયે કરીને વસ્તુનું ઉદ્દીપન થાય તે દીપકાવૃત્સલંકાર આવૃત્તિ એટલે બીજી વાર, અને ઉદ્દીપન એટલે શોભાવનાર, આ અલંકારના ત્રણ પ્રકાર છે. શબ્દની આવૃત્તિ થાય તે પ્હેલો, અને અર્થની આવૃત્તિ થાય તે બીજો, ને શબ્દની અને અર્થની બન્યો આવૃત્તિ થાય તે ત્રીજો. (ઉદાહરણ) વિરહિણી નાયકા સખીને કહેછે કે, આતે મેઘ વર્ષેછે કે રાત્રી વર્ષેછે, એ જો; એટલે વર્ષે છે એ બેવાર કહેવાયું તેથી શબ્દાવૃત્તિદીપકાલંકાર થયો. બીજો કદમ્બનાં ઝાડ ફુલ્યાં છે, અને કેવડા ઉઘડ્યાછે, આમ કહેવાથી અર્થની આવૃત્તિ થઇ; હવે ઉઘડ્યાછે ને ફુલ્યાંછે સ્હેનો અર્થ એકજ છે, તેથી અર્થાવૃત્તિદીપકાલંકાર થયો. ત્રીજો મોર ઉન્મત્ત થયા છે અને બપૈયા પણ મત્ત થયા છે, તે મેઘની સ્તુતિ કરેછે; સ્હામાં મત્તશબ્દની આવૃત્તિ થઇ અને અર્થની પણ આવૃત્તિ થઇ તેથી એ શબ્દાર્થાવૃત્તિદીપકાલંકાર થયો.

### પ્રતિવસ્તૂપમાલંકાર.

પ્રતિ વસ્તુપમા કીજિયે, બે વાક્યો સમ આણિ;
શોભા સૂર પ્રતાપ સમ, શોભા સુર સમ વાણિ. ૪૯

અર્થ

જે વાક્ય સમાન આવે ને અર્થ જુદો થાય તે પ્રતિવસ્તૂપમાલંકાર. (ઉદાહરણ) જ્હેના પ્રતાપની શોભા સૂર જે સૂર્ય ત્હેના જ્હેવી શ્રેષ્ઠ છે, અને જ્હેની વાણીની શોભા સૂર જે દેવ લોક ત્હેના જ્હેવી છે.

### દૃષ્ટાન્તાલંકાર.

**અલંકાર દૃષ્ટાન્ત તે, લક્ષણ નામ પ્રમાણ;**
**કાન્તિમાન શશિ તો થયો, તૂં પણ કીર્તીમાન. ૫૦**

અર્થ.

કાંઈ એક લક્ષણ અને નામનું પ્રમાણ સરખું આવે તો દૃષ્ટાન્તાલંકાર થાય. (ઉદાહરણ.) ચન્દ્ર પણ કાન્તિમાન બન્યો છે, અને તું પણ કીર્તિવાન બન્યોછે.

### નિદર્શનાલંકાર.

**કહિયે ત્રિવિધ નિદર્શના, વાક્ય અર્થ સમ હોય;**
**એક વિશે વળિ અવર ગુણ, અવર વસ્તુમાં હોય. ૫૧**
**કહિયે કારજ દેખિ કંઈ, ભલો બુરો ફળભાવ;**
**દાતા સોમ સમ અંક વણ, પૂરણ ચન્દ્ર બનાવ. ૫૨**
**લોચન ખન્જનની લિલા, ધરે સહજ અભિરામ;**
**નિર્બળ બળ તેજસ્વિ સૂં, શિવ આગળ જયમ કામ. ૫૩**

અર્થ.

નિદર્શનાલંકાર ત્રણ પ્રકારથી કહેવાય છે; એકતો શબ્દમાં અને અર્થમાં બરાબર આવે તે. (ઉદાહરણ.) દાતાર તે સોમ જે ચન્દ્રમા ત્હેવો છે; પણ અંક જે લાન્છન તે વિના પૂનેમના ચંદ્ર જ્હેવો બનાવ છે. આમ કહ્યાથી શબ્દ અને અર્થ બન્નોની બરાબરી થઇ, તેથી શબ્દાર્થનિદર્શનાલંકાર થયો. બીજો એક વસ્તુમાં જે બીજો ગુણ છે તે બીજી વસ્તુમાં થાય તે. (ઉદાહરણ.) જુઓ આ આંખો સહજ ખન્જનની લીલા ધરેછે; ન્હામાં ખન્જન પક્ષિની ચપળતા રૂપી

ગુણ છે તે નેત્રમાં એનીમેળે જણાયો તેથી અન્યગુણનિદર્શનાલંકાર થયો. ત્રીજો કાંઈક કાર્ય જોઇને ફળનો ભલો બુરો ભાવ કહિયે તે. (ઉદાહરણ.) તેજસ્વીની સાથે નિર્બળનું જે બળ તે જેમ મહાદેવ અને કામદેવ; અર્થાત મહાદેવની સાથે કામદેવ વેર કરીને બળીમુઓ, તેમ જોરાવરની સાથે કમજોર વેર કરીને આખર નાશપામે, તેથી એ ફળભાવનિદર્શનાલંકાર થયો.

### વ્યતિરેકાલંકાર.

**વ્યતીરેક ઉપમાનથી, ઉપમેયાધિક પેખ;**
**મુખછે અમ્બુજ વત સખી, પણ મિઠિ વાત વિશેષ. ૫૪**

અર્થ.

ઉપમાનથી ઉપમેયમાં અધિકતા દેખાય ત્યહારે વ્યતિરેકાલંકાર થાય. (ઉદાહરણ.) હે સખી આ મુખ કમળ જેહવું છે; પણ મીઠી વાતો રહિ છે તેથી મુખ વિશેષ છે.

### સહોક્ત્યલંકાર.

**સાથે સર્વજ વર્ણવી, કર સહોક્તિ તું સિદ્ધ;**
**અરિ કુળ સંગ કીર્તિ તો, જઈ પ્હોંચી જળ નિદ્ધ. ૫૫**

અર્થ.

બધાયનું સાથે વરણન કરતાં રસ વધારે દેખાય, તો સહોક્ત્યલંકાર કહેવાય. (ઉદાહરણ.) શૂરવીરની કીર્તિ શત્રૂ ન્હાઠા, તે સમુદ્રને કાંઠે પ્હોંચ્યા ત્હેની સાથેજ ત્યહાં પ્હોંચી; એટલે પૃથ્વીના છેડા સુધી કીર્તિ પ્હોંચી. ત્યાં બન્નેનું સાથે વરણન થયું.

### વિનોક્ત્યલંકાર.

**છે વિનોક્તિ બે ભાતિની, પ્રસ્તુત વણુ કઈ ક્ષીણ;**
**વળિ શોભા અધિકી લહે, પ્રસ્તુત કાંઇક હીણ. ૫૬**
**દ્રગ ખન્જનશાં કંજશાં, અંજન વણુ શોભેન;**
**બાળા સૌ ગુણ સરસ તન, રંચ લુખાઇ છેન. ૫૭**

અર્થ.

કાંઈ વરણન કરવું હોય ત્હેમાં કાંઈક ઓછું હોય, ને તેથી શોભા પણ ઓછી થતી હોય તે વિનોક્તિક્ષીણ કહેવાય; અને કાંઈ ઓછાથી શોભા ને પૂર્ણતા આવતી હોય, તે વિનોક્તિપૂર્ણ કહેવાય. એ રીતે વિનોક્ત્યલંકાર બે પ્રકારના છે. (ઉદાહરણ.) ખન્જન અને કમળ જ્હેવી આંખો, પણ અન્જન વીના શોભતી નથી; એરીતે એ જ્યાં વિનોક્તિક્ષીણાલંકાર થયો. બીજો બાળા સર્વ ગુણે કરીને સરસ અંગવાળી છે ત્હેમાં જરા લુખાઇ દેખાતી નથી; એથી વિનોક્તિપૂર્ણાલંકાર થયો.

**સમાસોક્ત્યલંકાર.**

**સમાસોક્તિ પ્રસ્તુત સ્ફુરે, પ્રસ્તુત વરણન માંજ;**
**કુમુદનિ પણ પ્રફુલ્લિત થઈ, જોનિ કળાનિધિ સાંજ. ૫૮**

અર્થ.

જે કહેવાનો વિચાર હોય ત્હેના વરણનમાંજ બીજો વિચાર નીકળી આવે ત્હેનું નામ સમાસોક્ત્યલંકાર. (ઉદાહરણ.) પોયણી પણ પ્રફુલ્લિત થઇ, અને ચંદ્ર પણ જો, સાંજ થઇ છે; હવે દુતી નાયકાને કહે છે ત્હેમાં સુચના એ છે કે, આ રાત થઇ ત્હેમાં ચંદ્રમા ઊગ્યોછે, ને તે જોઇ કુમુદની (પોયણી.) પણ ઉઘડી છે, તેમ તું શ્રીકૃષ્ણચંદ્રને જોની? ત્હેના આનંદથી ત્હારૂં મુખ પોયણીની પેઠે પ્રફુલ્લિત કર, આમ માન કરીને દુઃખ કાં ભોગવે છે; એ રીતે ઘણી વાતનો સમાસ થયોછે.

**પરિકરાલંકાર.**

**છે પરિકર આશય લિધે, જ્યહાં વિશેષ નવ હોય;**
**શશિ વદની આ નાયકા, તાપ ટાળતિ તું જોય. ૫૯**

અર્થ.

કાંઈ આશય એટલે ઊંડો વિચાર હોય, તે વિશેષ કણથી

પ્રત્યક્ષ થઇઆવે એહેવું જે બોલવું તે પરિકરાલંકાર. (ઉદાહરણ.) આ ચંદ્રમુખી નાયકા તાપને હરે છે તે જો; અર્થાત ચન્દ્રમા દિવસે થયેલા સૂર્યતાપને હરેછે, તેમ આ ચંદ્રમુખી કામદેવના તાપને હરે છે. શશિમુખી તે સ્ત્રીનું વિશેષણ છે.

પરિકરાંકુરાલંકાર.

**સાભિપ્રાય વિશેષ્ય જહ્ય, પરિ કર અંકુર નામ;**
**સુધું કહેવું પતિતણું, જરા ન માને વામ. ૬૦**

અર્થ.

વિશેષ્ય જ્યહારે સાભિપ્રાય કહેવાય ત્યહારે પરિકરાંકુરાલંકાર થાય. (ઉદાહરણ.) પતિના સૂધા કહ્યાથી પણ વામ જે સ્ત્રી તે જરાયે માનતી નથી; ઍહામાં વામ શબ્દ છે તે વિશેષ્ય છે, ને તેનો અર્થ સ્ત્રી છે, અને બીજો અર્થ વાંકુ એહેવો પણ છે; એટલે એહેવી તો વાંકીછે કે પતિનું સૂધું કહેવું પણ માનતી નથી, માટે એ વિચાર વિશેષ્યમાંથી નિકળ્યો.

શ્લેષાલંકાર.

**શ્લેશાલંકૃત અર્થ બહુ, એક શબ્દમાં હોય;**
**હોય ન પૂરણ નેહ વણ, જળહળ મુખડું કોય. ૬૧**

અર્થ.

એક શબ્દમાં અર્થ ઝાઝો આવે તે શ્લેષાલંકાર. (ઉદાહરણ.) નાયકા નાયકાને કહેછે કે, આટલાબધા તેજનો પ્રકાશ જે મુખ વિશે છે, તે પતિના પૂરા સ્નેહ વિના ન થાય; હવે ઍહામાં બીજો અર્થ એછે કે, પુરૂષના ઘણા સ્નેહ વિના સ્ત્રીનું મુખ કોઇ દિવસ ઝળકે નહિં, માટે પુરૂષની સાથે ઘણો સ્નેહ છે એ તેહમાંથી શ્લેષ નિકળ્યો.

અપ્રસ્તુતપ્રશંસાલંકાર.

**અલંકાર બે ભાતિના, અપ્રસ્તૂત પ્રશંસ;**
**વર્ણન એક પ્રસ્તૂત વણ, બીજે પ્રસ્તુત અંશ. ૬૨**
**ધન ચરચા આ શાનની, સકળ સમય સુખકારિ;**
**કંઠ વિષ રાખેછ શિવ, હેત થકી ચિત ધારિ. ૬૩**

અર્થ.

પ્રસ્તુતાલંકાર બે જાતનો થાય છે, ત્હેમાં એકતો અભિપ્રાય વિના વરણન કરવું તે. અને બીજો અભિપ્રાય લાવીને વરણન કરવું તે. (ઉદાહરણ.) આ સ્નાનની ચરચા ધન્ય છે, કે બધાય સમયમાં સુખ આપે છે; એથી કાંઈ મ્હામાં એકજ સમય કહ્યો નહિં, તે થકી આ અપ્રસ્તૂતપ્રશંસાલંકાર થયો, કેમકે એહમાંથી કાંઈ બીજો અભિપ્રાય નીકળ્યો નથી. બીજો શિવજીયે ઝેર પીને કંઠમાંજ રહેવાદીધું છે, કેમકે પોતે હેતથી ધર્યું છે, તેસારૂ મ્હામાંથી અભિપ્રાય એ નિકળ્યો જે, ક્ષીરસાગરમાંથી મન્થન કરતાં ઝેર જે નિકળ્યું, તે ફેલીને બધી પૃથ્વીના જીવોને મારીનાખત, તેથી જીવોને બચાવવાસારૂ શિવજીયે પોતે ઝેર પોલીધું, તે જો બ્હાર નિકળે તો જીવો મરી જાય; માટે કંઠમાંજ ધરીરાખ્યું છે એ મ્હોટો અભિપ્રાય નિકળ્યો, તેથી પ્રસ્તુતાંશપ્રશંસાલંકાર થયો.

પ્રસ્તુતાંકુરાલંકાર.

પ્રસ્તુત અંકુર જો પછી, પ્રસ્તુતથી પસ્તાય;
ભ્રમર ગયો કય્હાં કેવડે, છાંડિ સકોમળ જાય. ૬૪

અર્થ.

જે કાંઈ સારા વાસ્તે કામ કર્યું હોય, ને ત્હેમાં પછી પસ્તાવો થાય, તે પ્રસ્તુતાંકુરાલંકાર. (ઉદાહરણ.) મઝાની કોમળ જાઇમાં ભમરો ફરતોહતો, તે જાઇ મુકીને કેવડામાં ગયો, ત્હાં ત્હેના કાંટાથી પાંખો ફાટી, અને મુખ પણ ઉઝરડાયું; આ બોલવું તે ભમરાને જોનારનું છે.

પર્યાયોક્ત્યાલંકાર.

પર્યાયોક્તિ પ્રકાર બે, કહે રચનાથી વાત;
કિજિયે મિસ થકિ કાર્ય તે, તે ચિતવે ચિત સાથ. ૬૫
ચતુર તેજ જેહેને ત્હને, આલી વણુ ગુણ માળ;
તમો બેઉ ત્હાં બેસજો, કરિઆવું પક્ષાળ. ૬૬

અર્થ.

પર્યાયોક્ત્યલંકાર બે પ્રકારનો છે, ત્હેમાં એકતો કાંઈ રચનાથી વાત કરવી તે; અને બીજો કાંઈક મસ કરીને, જેમ બીજા માણસોને ગમે, તેમ ત્હેનું કાર્ય સાધીદેવું તે. (ઉદાહરણ.) નાયકા નાયકાને કહેછે કે, તું અને નાયક, ત્હેમાં તેજ ચતુર કે, જ્હેણે ત્હારા ગળામાં દોરાવિનાની માળા પ્હેરાવી; એહેવી રચનાથી વાત કરી ત્હેમાંથી આ અભિપ્રાય નિકળ્યો કે તું નાયકને ભેટતાં દબાઇછે, તેથી ત્હારી છાતીમાં મોતીની માળાનો આંકો ઉઠી આવ્યો છે, માટે તે દોરા વિનાની માળા પ્હેરી છે, એ યુક્તિપર્યાયોક્ત્યલંકાર થયો. બીજો દુતીના ઘરમાં નાયક નાયકા બે ભેળાં થઇ રહ્યાં છે, ત્યાં દુતી કહેછે કે તમે બન્ને આં બેસજો, અને હું હવે તળાવમાં ન્હાવા જાઉં છઉં; એથી દુતીયે ન્હાવાનો મસ કરી બેને એકાન્ત કરીદીધાં, ને તે બન્નેના ચિત્તને ગમે ત્હેવું કાર્ય સાધિઆપ્યું, તેથી એ વ્યાજપર્યાયોક્ત્યલંકાર થયો.

**વ્યાજસ્તુત્યલંકાર.**

**વ્યાજસ્તુતિ નિન્દા મસે, હોયે સત્ય સ્તવણ;**
**ગંગા શું કહિયે ત્હેને, કરે પતિત પાવણ. ૬૭**

અર્થ.

નિન્દાને મસે કરીને જ્યહારે સ્તુતિ એટલે વડાઈ થાય ત્યહારે તે વ્યાજસ્તુત્યલંકાર થાય. (ઉદાહરણ.) હે ગંગા! ત્હેં પાપીઓનાં પાપ હરીને સ્વર્ગમાં મોકલ્યા, માટે ત્હને અહમે શું કહિયે; આમ વહડવાને મસે સ્તુતિ થઇ છે.

**વ્યાજનિન્દાલંકાર.**

**વ્યાજનિંદા નિન્દા મસે, બીજી નિન્દા થાય;**
**મંદ ચંદ્ર ક્યમ ક્ષીણ પણ, કિધો તને ન સહાય. ૬૮**

અર્થ.

નિન્દાને મસે જ્યહારે વધારે નિન્દા થાય, તો વ્યાજનિન્દા-

લંકાર કહેવાય. (ઉદાહરણ.) પરકિયા નાયિકા નાયકને મળવા જાયછે, ત્યહાં ચન્દ્રમા પ્રકાશિત થયો, તે દેખીને પોતાને ગુપ્ત જાવુંછે તેથી અજવાળાનો ભય લાવીને ચંદ્રમાને શાપ આપેછે કે, તું માંદોછે એટલે વદમાં ઘટતો જાયછે તેમજ ત્હને દૈવે સદા ઘટતો કાં ન કર્યો; મતલબ કે સુદમાં વધેછે તે શું?.

## આક્ષેપાલંકાર.

**ત્રણ ભાતી આક્ષેપછે, એક નિશેધા ભાસ;**
**પ્રથમ કહી કઇં ફેરવે, તેતો ચલિતાભાસ. ૬૯**
**હાને વળિ ના નીકળે, એ લક્ષણ ત્રણ લેખ;**
**થઈ રહ્યો ત્યહાં અગ્નિથી, સ્ત્રી મન તાપ વિશેષ. ૭૦**
**શીત કિર્ણ આ ચન્દ્રજો, કે સ્ત્રી મૂખ વિશેષ;**
**પ્રથમ જન્મ ત્યહાં દે મ્હને, પિઉ જાઓ પરદેશ. ૭૧**

## અર્થ.

આક્ષેપાલંકાર ત્રણ પ્રકારનો છે; એકતો નિશેધાભાસ, બીજો ચળિતાભાસ, ને ત્રીજો વિધ્યાભાસ. (ઉદાહરણ.) સ્ત્રીના મનને તાપ અગ્નીથી બમણો વિશેષ થઇ રહ્યો છે; હ્યાં અગ્નીનો નિશેધ કર્યો તેથી નિશેધાભાસાક્ષેપાલંકાર થયો. બીજો પ્હેલાં પોતે કાંઈ વાત કરીને, પછી ત્હેને ફેરવી નાખવી, ત્હેનું નામ ચલિતા ભાસ. (ઉદાહરણ.) તું જો આ શીત કિર્ણ (ચંદ્ર.) દેખાય છે કે સ્ત્રીનું મુખ છે? હ્યાં શીત કિર્ણ કહિને પાછું સ્ત્રીનું મુખ કહ્યું, તેથી ચલિતાભાસાક્ષેપાલંકાર થયો. ત્રીજો કામ કરવાની હા કહેતાં નહિં કરવા જેવો અર્થ નિકળે તે વિધ્યાભાસ. (ઉદાહરણ.) એક પુરૂષે પરદેશ જવાની રજા સ્ત્રી પાસે માગી, ત્યહારે તેણે કહ્યું કે ત્યહાં મ્હને જન્મ આપીને ત્હમે પરદેશ જાઓ; અહામાં રજા તો આપી પણ એમ કહ્યું જે, ત્હમે ત્યહાં જન્મ આપીને જાઓ, અર્થાત હ્યાં મારીને જાઓ, એથી વિધ્યાભાસાક્ષેપાલંકાર

થયો. આક્ષેપ એટલે પ્હેલું કાંઈ કહિને પછીથી કાંઈ જ લાવવું તે.

### વિરોધાભાસાલંકાર.

ભાસે જવ વીરોધ તે, ગણો વિરોધ ભાસ;
નહિંજ ઉતાર્યો ઊતરે, મનથી પ્રાણુ નિવાસ. ૭૨

અર્થ.

એક બીજાને સ્નેહ ઉતરીગયો હોય ત્હેનું નામ વિરોધા ભાસાલંકાર. (ઉદાહરણ.) નાયકા કહેછે કે હુંતો નાયકના મનથી ઉતરીગઇ છઉં, એટલે એ મ્હને મળવા આવતો નથી પણ મ્હારા મનથી તો એ પળવાર ઉતરતો નથી; અને એ મ્હારો પ્રાણ જે જીવ તેનું ઠેકાણું છે.

### વિભાવનાલંકાર.

છેજ છ ભાતિ વિભાવના, કારણ વિનાનું કાજ;
વણ પોથી અળતો દિપે, પગતળ અરુણ સમાંજ. ૭૩
હેતુ અપૂરણથીજ જવ, કારજ પૂરણ હોય;
કુસુમ બાણ કર ગ્રહિ મદન, સૌ જગ જીત્યું જોય. ૭૪
પ્રતીબંધ થાતાંય પણ, કારજ પુરણ પ્રમાણ;
નિશિ દિન શ્રુતિ સંગતિ છતાં, નયન રાગની ખાણ. ૭૫
જ્યાંહ અકારણ વસ્તુથી, પ્રકટે કારણ જ્યોતિ;
કોકિલ વાણી બોલતો, દીઠો આજ કપોત. ૭૬
જવ કોઇક કારણ થકી, કારજ હોય વિરુદ્ધ;
કરે મુને સંતાપ આ, સખી શીતકર શુદ્ધ. ૭૭
જ્યહારે વળિ કંઈ કાર્યથી, ઉપજે કારણ રૂપ;
નેન મીનમાંથી જુઓ, સરિતા વહે અનૂપ. ૭૮

અર્થ.

કોઇ વસ્તુને વિષે બીજી વસ્તુની સંભાવના કરવી, ત્હેનું નામ વિભાવનાલંકાર. (ઉદાહરણ.) આ અલંકારના છ પ્રકાર છે, ત્હેમાં પ્હેલો એક આજ પગને અળતો (પીપળાની લાખ)

અથવા પોથી લગાડ્યા શિવાય પગતળિયાં લાલ દેખાય છે; ત્યાં કારણ વિના કાર્યની ઉત્પત્તિ થઇ, કેમકે લાલ રંગ દીધા વિના લાલ પગતળાં દેખાયાં, તેથી કારણહિનવિભાનાલંકાર થયો. બીજો. (ઉદાહરણ.) જુઓતો ફુલનું બાણ હાથમાં લઇ ને, કામદેવે બધા જગતને જીત્યું; ત્યાં કારણ જે બાણ તેતો લ્હોડાનું મળે નહિં, ને કેવળ ફુલના બાણથી જે જગતને જીત્યું, એથી કારજ પૂર્ણ થયું માટે કારણપૂર્ણવિભાગનાલંકાર થયો. ત્રીજો. (ઉદાહરણ.) રાત અને દિવસ શ્રુતિ જે કાન ત્હેની સંગતી નેત્રને છે, તોયે તે પ્રીતિની તો ખાણ છે; એટલે શ્રુતિ જે વેદ ત્હેની સંગતિ થાતા તો આ દેહાદિ ઉપરથી પ્રીતિ ઉતરીને મોક્ષ પ્રાપ્તી થવીજોઇયે તે થઇ નહિં, એ રીતે આશ્ચર્ય જણાવે છે ત્હેનો અભિપ્રાય એ છે જે, પ્રતિબંધ થતાં પણ કાર્ય પૂર્ણ થાયછે, તેથી પ્રતિબંધકવિભાવનાલંકાર થયો. ચોથો. (ઉદાહરણ.) હવે કોયલની વાણી બોલતાં હોલાને દીઠો; હોલાના કંઠની ઉપમા કંઠને અપાય છે, એમ જ્યહારે કારણ વિનાની વસ્તુથી કાર્ય પ્રકટ થાય, ત્યહારે અકારણવિભાવનાલંકાર કહેવાય. પાંચમો. (ઉદાહરણ.) હે સખી શુદ્ધ (સપેત) કિર્ણવાળો ચંદ્રમા મુને સંતાપ કરે છે; એમ જ્યહારે કોઇ કારણથી કાર્ય અવળું થાય, ત્યહારે તે કાર્ય વિરુદ્ધવિભાવનાલંકાર કહેવાય. છઠ્ઠો. (ઉદાહરણ.) નેત્રરૂપી માછલીથી ઉપમા નદેવાય ત્હેવી ભારે નદી વહેછે; હવે કારણરૂપ નદીથી તો કાર્યરૂપ માછલી ઉત્પન્ન થાય, પણ માછલીથી નદી ઉત્પન્ન થાય નહિં, તેજ ત્યાં કહ્યું. જે નેત્ર રૂપી માછલીથી નદીરૂપ આંસુની ધારાઓ ઉત્પન્ન થઇ; એટલે ત્યાં કાર્યાત્મકકારણવિભાવનાલંકાર થયો.

**વિશેષોકત્યલંકાર.**

**વિશેષોકત્ય જે હેતુથી, કારજ ઉપજે નાંહિં;**
**નેહ ઘટે નહિં જ્યહાં લગી, કામ દીપ ઘટમાંહિં. ૭૬**

અર્થ.

જ્યહારે કારણથી કાર્ય ઉપજે નહિં ત્યહારે વિશેષોક્ત્યલંકાર કહિયે. (ઉદાહરણ.) જ્યહાં સુધી કામદેવરૂપી દીવો આ ઘટમાં છે, ત્યહાં સુધી સ્નેહ ઘટતો નથી; હ્યાં કામદેવ કારણછે તેથી ઉપજ્યો જે સ્નેહ તે કાર્ય છે, એટલે તે કાર્યને જુદુ કહાડવું છે, તે કારણમાંથી જુદું નિકળતુંજ નથી, કેમકે કામદેવ ઘટમાંછે ત્યહાં સુધી સ્નેહ જુદો થવાનો નથી.

**અસમ્ભવાલંકાર.**

**કહે અસમ્ભવ હોય જવ, સમ્ભાવન વણ કાજ;**
**ગોપસુતે ગિરિ કર ધર્યો, કેમ મનાયે આજ. ૮૦**

અર્થ.

જે કાર્યના કારણનો વિચાર મનમાં ખરો દેખાય નહિં તે અસમ્ભવાલંકાર (ઉદાહરણ.) ગોપના પુત્ર જે શ્રીકૃષ્ણ તેણે મ્હોટા ગોવર્ધન પર્વત સાત દીવસ સુધી એક હાથ ઉપર રાખ્યો, એ વાત આજ માણસની શક્તિના જાણનારાઓના મનમાં કેમ સાચી મનાય?

**અસંગત્યલંકાર.**

**ત્રિવિધ અસંગતિ કાજ વળિ, કારણ ન્યારે ઠામ;**
**બીજા સ્થળમાં કીજિયે, બીજા સ્થળનુ કામ. ૮૧**
**બીજું કાજ આરમ્ભિયે, બીજો કરિયે ગોર;**
**કોયલ મદમાતી થઈ, જઝુમ્યો આંબે મોર. ૮૨**
**ત્હારા શત્રૂની સ્ત્રિયે, તિલક અરાડ્યા પાણિ;**
**મોહ મિટાડ્યો પ્રભુ ન પણ, મોહ લગાડ્યો આણિ.૮૩**

અર્થ.

અસંગત્યલંકારના ત્રણ પ્રકારછે. પ્હેલો (ઉદાહરણ) કોયલ મદમાતી થઈ અને આંબે મોર જઝુમી રહ્યો છે; હવે કોયલ શાથી મદમાતી થઈ તેતો કહ્યું નહિં, તેમજ આંબે મોર જઝુમી રહ્યા તેહેનું શું કારણ તે પણ કહ્યું નહિ, અર્થાત વિચારી

જોતાંતો કાર્યને કારણ બન્યો સમજાયછે, પરંતુ અક્ષરમાંથી સમજાતું નથી; જુઓ વસન્ત ૠતુ બેસતાં મોરમાં ઝીણા ઝીણા મરવા એટલે ફળ થવા માંડેછે, ત્હેનો કોયલને આહારછે તેથી તે ખાતાં મદમાતી થઈ, આથી આંબાનો મોર કારણછે, ને મદમાતી થઇ એ કાર્યછે, માટે કારયકારણાસંગત્યલંકાર થયો. બીજો. (ઉદાહરણ.) ત્હારા શત્રુઓની સ્ત્રીયોયે તિલકે હાથ દીધા, એટલે ત્હારા શત્રુની સ્ત્રીયોયે તિલક લુછી નાંખ્યાં; અર્થાત રાંડીયો અને શત્રુઓ મુઆ, એમ શત્રુઓ મુઆનું કહેવું છે તે તો કહ્યું નહિં, અને સ્ત્રીયોયે તિલકે હાથ લગાડ્યો એમ કહ્યું; એ રીતે બીજા ઠેકાણાનું કામ બીજે ઠેકાણે કહ્યુ તેથી વાક્યાસંગત્યલંકાર થયો, ત્રીજો,(ઉદાહરણ) પરમેશ્વરે મોહ મટાડ્યો તો નહિં અને સામો બીજો મોહ લગાડ્યો; આ ઠેકાણે બીજા કામનો આરંભ કરિયે અને તે મુકીને વળી બીજુ કામ કરિયે એમ થયું; હવે મોહ મટાડવાનો વિચાર બાંધ્યોછે, ત્યાંતો વળી બીજી રીતનો મોહ આવી વળગ્યો, એથી એ આરમ્ભાસંગત્યલંકાર થયો.

## વિષમાલંકાર.

વિષમ અલંકૃત ત્રણવિધી, અણ મળતાનો સંગ;
અવર રંગ કારણ તણો, અવર કાર્યનો રંગ. ૮૪
વળી ભલો ઉદ્યમ કિધે, અલાભ પ્રાપ્તી થાવ;
અતિ કોમળ તન સ્ત્રી તણું, કહાં કામની લાહ્ય. ૮૫
કાળાં ખડગથિ ઊપજી, ઉજ્વળ કીર્તી આપ;
સખિ છાંટયૂં ઘનસાર પણ, વધ્યો અધિક તન તાપ. ૮૬

### અર્થ.

વિષમાલંકારના ત્રણ પ્રકાર છે. પ્રથમ. (ઉદાહરણ.) સ્ત્રીનું અતિશે કોમળ અંગ છે, ત્હેમાં આટલી બધી કામની લાહ્ય એ તે શું? એટલે કોમળમાં અગ્નીની લાહ્ય કહી; હવે કોમળ ને લાહ્ય એ બે પદાર્થ વિરૂદ્ધ છે ત્હેનો મેલાપ કહ્યો, તેથી એ અમિલિતવિષમાલંકાર થયો. બીજો. (ઉદાહરણ.)

અતિશે કાળી તરવારોથી અતિશે શ્વેત કીર્તિ ઉત્પન્ન થઈ; અહામાં કારણ જે કાળી તરવારો તેથી શ્વેત કીર્તિરૂપી કાર્ય ઉત્પન્ન થયું તેથી કાર્ય અને કારણના રંગ જુદા જુદા થયા તેથી રંગવિષમાલંકાર થયો. ત્રીજો. (ઉદાહરણ.) નાયકા કહે છે કે સખીયે ભીમસેની બરાસ (કપુરનું થાયછે.) નું પાણી છાંટ્યું તેથી અંગમાં અતિશે તાપ થયો; અહામાં કારણ એછે કે અંગમાં અગ્નીનો તાપ થાતો હતો, ત્યહાં સખીયે ભીમસેની બરાસનું પાણી છાંટ્યું તેથી ઉલટો કામાગ્નીનો તાપ વધ્યો, અર્થાત કામોત્પત્તિ વધારે થઈ માટે તે સારૂં કામ જે બરાસનું પાણી છાંટવું, તેનાથી નરસું ફળ થયું તેથી એ ફળવિષમાલંકાર થયો.

## સમાલંકાર.

**અલંકાર સમ ત્રણવિધી, યથા યોગ્યનો સંગ;**
**કારજમાં સરવે જડે, કારણ કેરૂ અંગ. ૮૭**
**શ્રમ વણ કારજ સિદ્ધ જવ, ઉદ્યમ કરતાં હોય;**
**હાર વાસ સ્ત્રી ઉર પુર્યો, ઘટિત પણું ત્યાં સોય. ૮૮**
**નીચ સંગ અચરજ નહીં, લક્ષ્મી જલજા જાણિ;**
**યશ તણોજ ઉદ્યમ કિધો, સરસ રિતે સુખ માણિ. ૮૯**

## અર્થ.

સમાલંકારના ત્રણ પ્રકારછે, ત્હેમાં પ્હેલો.(ઉદાહરણ.) ફૂલનો અથવા રત્નનો હાર, ત્હેણે પોતાને લાયક ઘર જોઇને નિવાસ કર્યો; અર્થાત તે સુન્દર છે તે સ્ત્રીના અતિ સુન્દર પયોધર ઉપર જઇને રહ્યો તેથી તે યથાયોગ્ય સમાલંકાર થયો. બીજો. (ઉદાહરણ.) લક્ષ્મી જે નીચ માણસના ઘરમાં રહે છે ત્હેમાં કાંઈ નવાઈ નથી, કેમકે ત્હેણે જળરૂપ જે સમુદ્ર તેથી જન્મ લીધોછે; અર્થાત જળ જેમ નીચે ઠેકાણે ઉતરી પડે છે, તેમ ત્હેની દિકરી નીચ માણસના ઘરમાં ઉતરી પડે ત્હેમાં શું આશ્ચર્ય! એ રીતે કારણ જે જળ ત્હેનો

સ્વભાવ કાર્ય જે લક્ષ્મી ત્હેમાં દેખાય છે તેથી તે યથા કારણાલંકાર થયો. ત્રીજો. (ઉદાહરણ) એહેણે જશનોજ ઉદ્યમ કર્યો. તે તેણે સારી રીતે લીધો; અહામાં શ્રમવિના કાર્ય સિદ્ધિ ઉદ્યમથી થઈ તેથી તે અનાયાસસમાલંકાર થયો.

**વિચિત્રાલંકાર.**

**વિપરિત ઇચ્છા ફળ થકી, કરિયે યત્ન વિચિત્ર;**
**નિત્ય નમે ઊંચા થવા, સર્વે પુરુષ પવિત્ર. ૯૦**

અર્થ.

જે કામ કર્યાથી અવળું ફળ મળે ત્હેનું જતન કરે, ત્યારે તે વિચિત્રાલંકાર થાય. (ઉદાહરણ.) જે પવિત્ર ધર્માત્મા કે ધનવાળા પુરૂષોછે, તે પોતાનુ લાયકપણું લેવાસારૂ સહુથી નમતા રેહેછે; અહામાં નમવું એ નીચુંછે તેથી મ્હોટાઈરૂપી ફળ મળેછે, તેથી એ વિચિત્રતા થઈ.

**અધિકાલંકાર.**

**અધીકાઇ આધેયની, જવ આધારથિ હોય;**
**ને આધારાધેયથી, અધિક અધિક એ દોય. ૯૧**
**સપ્ત દ્વીપ નવખન્ડમાં, કીર્તી નહીં સમાય;**
**શબ્દ સિન્ધુ તે કેવડો, કે તુજ ગુણ વરણાય. ૯૨**

અર્થ.

અધિકાલંકારના બે પ્રકારછે. ત્હેમાં જ્યહાં આધારથી આધેય વધતો થાય ત્યહાં આધેયાધિકાલંકાર કહેવાય. (ઉદાહરણ.) ત્હારી કીર્તિ સાતદ્વીપ અને નવખન્ડમાં સમાતી નથી; ત્યાં સાતદ્વીપ ને નવખન્ડ તે આધાર છે અને જશ તે આધેયછે માટે આધારથી આધેય અધિક થયો. બીજો જ્યહાં આધેયથી આધાર વધતો થાય ત્યહાં આધારાધિકાલંકાર થાય. (ઉદાહરણ.) જ્યહાં ત્હારા ગુણનું વર્ણન કરિયે ત્યહાં શબ્દરૂપી સમુદ્ર તે કેવડો મ્હોટોછે; અર્થાત શબ્દસિન્ધુ આધેયથી ત્હારા ગુણરૂપી આધાર અધિક છે.

### અલ્પાલંકાર.

અલ્પ અલ્પ આધેયથી, સુક્ષ્મ થાય આધાર;
વિરહિણિ અંગુળિ મુદ્રિકા, ભુજમાં ફરે વિહાર. ૯૩

અર્થ.

ન્હાનીથી ન્હાની વસ્તુ જ્યહારે ધારણ કરિયે ત્યહારે તેથી મ્હોટી જે તેહેને ધરવાની વસ્તુ તે ન્હાનીથી પણ ન્હાની થાય તેહેનું નામ અલ્પાલંકાર કહેવાય. (ઉદાહરણ.) વિરહિણિ સ્ત્રીની આંગળીની વીંટી તે તે સ્ત્રીના હાથમાં ફરતી જણાય છે; એટલે તે સ્ત્રી એટલી તો સુકાઈ ગઈ કે ત્હેના હાથ આંગળીથી પણ પાતળા થઈ ગયા છે. વીંટી તે આધેયછે ને હાથ તે આધાર છે.

### અન્યોન્યાલંકાર.

અન્યોન્યા લંકારમાં, અન્યોન્યજ ઉપકાર;
શશિથી નિશિ લાગે સરસ, નિશિથી પણ શશિ સાર.૯૪

અર્થ.

એક બીજાનો પરસ્પર ઉપકાર થાય, તે અન્યોન્યાલંકાર કહેવાય. (ઉદાહરણ) ચન્દ્રમાથી રાત્રી સારી દેખાય છે, અને રાત્રીથી ચન્દ્રમા સારો દેખાય છે ; જ્હામાં રાત્રીથી ચન્દ્રની શોભા વધી, ને ચન્દ્રથી રાત્રીની શોભા વધી, એમ પરસ્પર ઉપકાર થયો.

### વિશેષાલંકાર.

ત્રણજ પ્રકાર વિશેષમાં, અનાધાર આધેય ;
થોડો કઇ આરમ્ભ જવ, અધિક સિદ્ધિને દેય. ૯૫
વસ્તુ એકનૂં કીજિયે, વરણન ઠામ અનેક;
ગગન ઉપર કંચન લતા, કુસુમ સ્વચ્છછે એક. ૯૬
કલ્પ વૃક્ષ દીઠૂં સહી, જેહેનેછે બે નેણ;
અંતર બ્હાર દશો દિશા, એજ પ્રિયા સુખ દેણ. ૯૭

### અર્થ.

વિશેષાલંકારના ત્રણ પ્રકાર છે. પ્રથમ તો આધેયને આ-ધાર ન હોય તે. (ઉદાહરણ.) આકાશ ઉપર એક સોનાની વેલ અને એક ઉજળું ફુલ છે, એટલે વિજળી અને ચન્દ્રમાછે. ત્હેને કશાનો આધાર નથી માટે એ અનાધારવિશેષાલંકાર થયો. બીજો. કાંઇક થોડો આરંભ જ્હારે ઝાઝી સિદ્ધિને આપે, ત્હારે તે અધિકવિશેષાલંકાર થાય. (ઉદાહરણ.) મ્હેં એક કલ્પવૃક્ષ દીઠું ત્હેને બે આંખો દેખાયછે; અર્થાત કલ્પવૃક્ષ જ્હેવો દાતાર પુરૂષ છે, તેથી કલ્પવૃક્ષને આંખો છે એમ વધારે કહેવામાં આવ્યું. ત્રીજો. એક વસ્તુનું વરણન અનેક ઠેકાણે કરિયે ત્હારે તે અનેકવિશેષાલંકાર થાય. (ઉદાહરણ.) ઘરમાં, બ્હાર, દશે દિશાઓમાં, એજ વ્હાલી સ્ત્રી સુખ દેનારી દેખાયછે એમ એક સ્ત્રીનું સર્વે ઠેકાણે વરણન થયુંછે.

### વ્યાઘાતાલંકાર.

**વ્યાઘાતજ કંઈ અન્યથી, કરિયે કારજ અન્ય;**
**કાર્ય વિરોધિ પદાર્થથી, હોય કાર્ય સાધન્ય. ૯૮**
**સુખ આપે સહુ જગતને, તેજ મદન દુખકાર;**
**નિશ્ચે જાણો બાળતો, ન કરો એ પરિહાર. ૯૯**

### અર્થ.

વ્યાઘાતાલંકારના બે પ્રકારછે. એકતો જેથી સારૂં કામ થતું હોય તેથીજ પાછું નરસું કામ થાય તે. (ઉદાહરણ.) જે કામદેવથી આખું જગત સુખ પામેછે, તેજ કામદેવ પાછો જગતને પ્રહાર કરેછે; કેમકે જે સ્ત્રીથી પુરૂષને સુખ થાય છે તેજ સ્ત્રીના કટાક્ષથી પુરૂષને મનમાં અતિ પીડા થાયછે. માટે એ ઇષ્ટવ્યાઘાતાલંકાર. બીજો. જે કાર્યનો વિરોધી પ-દાર્થ હોય, તેજ પાછો કાર્યનો સાધક પદાર્થ થાય તે. (ઉદાહ-રણ.) રાજા યુદ્ધમાં જતો હતો ત્હેણે રાજ્ય કામદારને સોંપવા

માંડ્યું, ત્ય્હારે કામદાર બોલ્યો કે મ્હારા બાળકના ઉપર દયા કરતાહોતો મ્હારો પ્રધાનપણામાંથી ત્યાગ કરશો નહિ ; એમ કહ્યાથી ત્હેનો કાંઈ અપરાધ થાયતો તે માફ કરવો એ અર્થ નિકળ્યો, એથી એ અનિષ્ટવ્યાઘાતાલંકાર થયો.

**ગુમ્ફા અથવા કારણમાળા લંકાર.**

**કારણની માળા ગુંથી, ગુમ્ફા નામ સુયુક્ત;**
**નીતીથી ધન ધન થકી, ધર્મ ધર્મથી મુક્ત. ૧૦૦**

**અર્થ.**

જ્યહાં એક એકનાં કારણ પરસ્પર નિકળતાં આવે ત્યહાં ગુમ્ફાલંકાર થાય, અને એહેને કારણમાળાલંકાર પણ કહેછે. (ઉદાહરણ.) નીતિથી ધન થાય, ધનથી ધર્મ થાય, ને ધર્મથી મુક્તિપ્રાપ્ત થાય, એમ એક બીજાનાં કારણ નિકળતાં આવેછે.

**એકાવલ્ય લંકાર.**

**ગ્રહે મુક્ત પદ પુનરપી, એકાવળી પ્રમાણ;**
**દૃગ શ્રુતિપર શ્રુતિ બાહુપર, બાહુ જાનુ સુધિ જાણ. ૧૦૧**

**અર્થ.**

મુકેલા શબ્દોનું જ્યહારે ફરીથી ગૃહણ થાય ત્ય્હારે એકાવલ્યલંકાર. (ઉદાહરણ.) કાનની ઉપર આંખો, અને હાથ ઉપર કાન, ને જાંગસુધી હાથ, એમ જે શબ્દ એકવાર કહ્યો તે વળી ફરીથી બીજીવાર આવ્યો, એ આવૃત્તિયો થઈ છે.

**માળાદીપકા લંકાર.**

**દીપક એકાવળિ મળ્યે, માળાદીપક નામ;**
**કામ ધામ સ્ત્રિ હૃદય થયૂં તૂં સ્ત્રિ હૃદયનૂં ધામ. ૧૦૨**

**અર્થ.**

દીપકાલંકાર, અને એકાવલ્યલંકાર, એ બે મળીને માળાદીપકાલંકાર થાયછે. (ઉદાહરણ.) સ્ત્રીનું હૃદય તે કામદેવનું ઘર થયું, અને સ્ત્રીના હૃદયનું ઘર તું થયો છે; એહેમાં ઘર

પદ એક ફેરે કહીને વળી બીજીવાર કહ્યું તેથી એકાવલ્યલંકાર થયો, અને સ્ત્રીનું હૃદય તુચ્છાં એમ કહેવું છે, ત્હેને સારૂ સ્ત્રીના હૃદયનું ઘર તુચ્છાં, એમ કહ્યું તેથી દીપકાલંકાર થયો.

### સારાલંકાર.

**એક એકથી સરસ જ્યં, અલંકાર એ સાર;**
**મધુથી મધુરૂં છે સુધા, કવિતા મધુર અપાર. ૧૦૩**

અર્થ.

જ્યહારે એકથી બીજી વસ્તુ સરસ થાતી આવે, ત્યહારે તે સારાલંકાર કહેવાય (ઉદાહરણ.) મધથી અમૃત મધુર છે, અને તેથી પણ કવિતા અપાર મધુર છે.

### યથાસંખ્યા લંકાર.

યથાસંખ્ય વરણુન વિષે, વસ્તુ અનુક્રમ સંગ;
કર અરિ મિત્ર વિપત્તિનો, ગન્જન રન્જન ભંગ. ૧૦૪

અર્થ.

આગળ પાછળ વસ્તુનો અનુક્રમ સરખો આવે તે યથા સંખ્યાલંકાર કહેવાય, (ઉદાહરણ.) શત્રુ મિત્ર અને દુઃખ એઓને માર, રીઝાવ, અને ફેડ, અર્થાત શત્રુને માર, મિત્રને રીઝાવ, અને દુઃખને ફેડ; એ રીતે શત્રુ આદી જેમ પ્હેલા કહ્યા, તેમ માર આદી પછી કહ્યા, એમ એક બીજા પછી કહ્યા છે.

### દ્વીપર્યાયાલંકાર.

**દ્વીપર્યાય અનેકનો, ક્રમથી આશ્રય એક;**
**વળિ ક્રમથી જ્યં એકનો, આશ્રય ધરે અનેક. ૧૦૫**
**હતિ ચંચળતા ચરણમાં, નયણે આવિ જણાય;**
**અંબુજ તજિ સ્ત્રી કાન્તિમુખ, શશિમાં રહી સુહાય. ૧૦૬**

અર્થ.

એક વસ્તુનું બીજું રૂપ થાય તે પર્યાય કહેવાય એ અલંકારના બે પ્રકાર છે. પ્રથમ. (ઉદાહરણ.) પગમાં ચંચળતા

હતી તે આંખમાં આવીને રહીછે; આથી એમ સમજવું કે પગ આધાર છે, અને ચંચળતા આધેય છે; હવે એ આધેય ફરીને બીજા આધારમાં પ્રાપ્ત થયો તેથી એ આધેયદ્વીપર્યાયાલંકાર થયો. બીજો. (ઉદાહરણ,) સ્ત્રીના વદનની ઉપમા કમળને તજીને ચન્દ્રમામાં બની રહીછે; અર્થાત કમળ આધાર છે અને વદનોપમા આધેય છે, તે કમળનો આધાર તજી દઈને એ વદનોપમા આધેયે ચન્દ્રમાનો આધાર લીનો એટલે આધાર ફર્યો માટે આધારદ્વીપર્યાયાલંકાર થયો.

### પરિવૃત્યલંકાર.

**પરિવૃત્તિ લઈયે અધિક, આપિ અલ્પ કંઇ રિદ્ધ;**
**એક કટાક્ષથિ મારિ શર, કર અરિ લક્ષ્મી સિદ્ધ. ૧૦૭**

અર્થ.

કાંઈ થોડુંક આપીને ઝાઝું લેવું તે પરિવૃત્યલંકાર. (ઉદાહરણ.) આંખ તાણીને એક બાણ માર્યાથી શત્રુનું ધન બધું હરી લે; અર્થાત એકજ બાણથી શત્રુને મારી ત્હેનું બધું હરી લેવું, આથી આપવું અલ્પ અને લેવું અધિક એમ અર્થ થાયછે.

### પરિસંખ્યા લંકાર.

**પરી સંખ્ય તજી એક સ્થળ, બીજે ઠાર ઠરેય;**
**સ્નેહ હાનિ નથિ હૃદયમાં, પણ દીપે થઈ છેય. ૧૦૮**

અર્થ.

એક સ્થળનો ત્યાગ કરીને વસ્તુ બીજા સ્થળમાં ઠરે, તે પરિસંખ્યાલંકાર જાણવો. (ઉદાહરણ.) નાયક નાયકા રમે છે ત્હાં દીવામાંથી તેલ બધું બળી ગયું એ તેલનું નામ સ્નેહ છે, તે ઘટી ગયું પણ જે એક બીજાના હૈયામાં સ્નેહ છે તે કાંઈ ઘટી ગયો નથી એ તાત્પર્ય છે.

### વિકલ્પાલંકાર.

આ કરૂં કે હૂં આ કરૂં, એહ વિકલ્પ વૃતાન્ત;
આણું હવે દુખ અન્તનૂં, પછિ મળું યમકે કાન્ત. ૧૦૯

અર્થ.

આ કરૂં કે આ કરૂં એ પ્રકારનો વૃતાન્ત હૈયામાં ઉઠે તે વિકલ્પાલકાર. (ઉદાહરણ.) નાયકા કહેછે કે હું હમણા દુખનો અન્ત આણુંછઊં, કાંતો આ દેહથી પ્યારા સ્વામીને મળુંછઊં, ને કાંતો મરીને જમ પાસે જાઊંછઊં.

### સમુચ્ચયાલંકાર.

બેય સમુચ્ચય ભાવ બહુ, ઉપજે એકજ સંગ;
એક કાર્યને ચાહેછે, મળી અનેકજ અંગ. ૧૧૦
તુજ અરિ ન્યાસે પડિ ઉઠે, ફરિ ન્હાસે ભય લાવિ;
જોબન વિદ્યા મદન ધન, મદ ઉપજાવે આવિ. ૧૧૧

અર્થ.

સમુચ્ચયાલંકારના બે પ્રકાર છે, એક તો એક કામ ઘણાને પ્રાપ્ત થાયછે તે, અને બીજો ઘણા થઇને એકજ કામ કરે છે. પ્રથમ. (ઉદાહરણ.) ત્હારા ભયથી શત્રુઓ ન્હાસેછે, પડેછે, ને ઉઠીને ફરી દોડેછે; ત્યાં ઘણાં શત્રુઓને એક ભયજ ઉપજ્યો છે, માટે એ બહુવ્યાપકસમુચ્ચયાલંકાર થયો. બીજો. (ઉદાહરણ.) જોબન, વિદ્યા, કામદેવ, અને ધન, એ બધાં એક મદ ઉપજાવે છે, તેથી એ એકવ્યાપકસમુચ્ચયાલંકાર થયો.

### કારકદીપકા લંકાર.

કારક દીપક એકમાં, ક્રમથી ભાવ અનેક;
જતિ ચિતવે આવતિ હસે, પુછે વાત બહુ નેક. ૧૧૨

અર્થ.

એકમાં ક્રમ કરીને અનેક ભાવ થાય તે કારકદીપકાલંકાર કહેવાય. (ઉદાહરણ.) એક સ્ત્રી સ્હામું જોઇને ચિતવતી જા-

યછે, હસતી આવેછે, અને હળવેથી વાત પણ પુછેછે; એરીત એક સ્ત્રીમાં અનેક ભાવ પ્રકટ થયા છે.

### સમાધ્યલંકાર.

તે સમાધિ કારજ સુગમ, અન્ય હેતુ મળિ થાય;
ઉત્કન્ઠા સ્ત્રીને થઈ, આથમિયો રવિ ત્યહાંય. ૧૧૩

અર્થ.

કાંઈક બીજાું કારણ મળીને સારી રીતે કાર્ય થાતું હોય ત્યહારે સમાધ્યલંકાર થાય. (ઉદાહરણ.) સ્ત્રીને પતી પાસે જ-વાની તૃષ્ણા થઈ ત્યહાં દિવસનો પ્રકાશ પણ અસ્ત થયો; અર્થાત દિવસ આથમ્યાથી પતીને મળવુ સ્હેલું થયું.

### કાવ્યાર્થાપત્ય લંકાર.

કવિ કૈમુતિક ન્યાયને, કાવ્યાર્થા પતિ ગાય;
મુખે જિત્યો જો ચન્દ્રમા, કમળ ન કેમ જિતાય. ૧૧૪

અર્થ.

આમ કરતોહોય ત્હેને એમ કરતા તે શું વાર લાગે એ-વો કૈમૂતિક ન્યાય, ત્હેને કવિ કાવ્યાર્થાપત્યલંકાર કહેછે. (ઉદા-હરણ.) ચન્દ્રમા સાથે યુદ્ધ કરતાં જે મુખ જીત્યું ત્હેને કમળને જિતતાં શી વાર છે.

### કાવ્યલિંગાલંકાર.

કાવ્યલીંગ જવ યુક્તિથી, અર્થ સમર્થજ હોય;
તુજને જીત્યો મ્હેં મદન, મુજ મનમાં શિવ સોય. ૧૧૫

અર્થ.

જ્યહારે યુક્તિથી પોતાના અર્થની સિદ્ધિનું સામર્થ્ય થાય ત્યહારે કાવ્યલિંગાલંકાર કહેવાય. (ઉદાહરણ.) હે કામદેવ! મ્હારા મનમાં શિવ વિરાજે છે, તેથી મ્હેં ત્હને જીત્યો; હવે ત્હારૂં સામર્થ્ય દુઃખ દેશકે તેમ નથી.

### અર્થાન્તરન્યાસા લંકાર.

સામાન્યથી વિશેષ દૃઢ, તવ અર્થાન્તર ન્યાસ;

**રામ પ્રતાપે ગિરિ તર્યા, શૂં ન કરે બળ શશ. ૧૧૬**

અર્થ.

જ્યહારે સામાન્યથી વિશેષ દૃઢ થાય ત્યહારે અર્થાન્તરન્યા-સાલંકાર કહેવાય. (ઉદાહરણ.) શ્રીરામચન્દ્રના બળથી સમુદ્રમાં પર્વત તર્યા, એમ મહાપુરૂષ જ્હેની બળિષ્ઠ શશ છે તે શું ન કરે, બધુંયે કરે; મ્હામાં પર્વત સામાન્ય એટલે સાધારણછે, અને શ્રીરામચન્દ્ર વિશેષ જે કે સર્વ સામર્થ્યયુક્ત છે, ત્હેના બળથી તર્યા.

## વિકસ્વરાલંકાર.

**વિકસ્વર હોય વિશેષ જવ, વળિ સામાન્ય વિશેષ;**
**ધર્યો હરી ગિરિ સત્પુરૂષ, સહે ભાર જ્યમ શેષ. ૧૧૭**

અર્થ.

જે વિશેષ તે સામાન્ય થઇ જાય, અને જે સામાન્ય હોય તે વિશેષ થાય ત્હેને વિકસ્વરાલંકાર કહેછે. (ઉદાહરણ.) શ્રીકૃષ્ણે ગોવર્દ્ધન પર્વત ધર્યો, તે જેમ પૃથ્વીનો ભાર શેષ સહે છે તેમ; અર્થાત શેષથી શ્રીકૃષ્ણ અધિક છે; પણ શેષે આખી પૃથ્વી ધરી, અને શ્રીકૃષ્ણે એક પર્વત ધર્યો, તેથી શ્રીકૃષ્ણ વિશેષ છે તે સામાન્ય થયા, અને શેષ સામાન્ય છે તે વિશેષ થયો છે.

## પ્રૌઢોક્ત્યલંકાર.

**પ્રૌઢોક્તી વરણુન વિષે, અધીકાઇ અધિકાર;**
**કેશ અમાસનિ રેણિ ઘન, સઘન તિમિરનાં ગાર. ૧૧૮**

અર્થ.

અધિકાઇ અને અધિકાર આવી વરણનને પ્રૌઢ કરે, તે પ્રૌઢોક્ત્યલંકાર (ઉદાહરણ.) વાળ, અમાસની રાત, મેઘ, અને ઘણો અંધકાર એ સઘળાં કાળાં એટલે અંધારાનાં ઘર છે; પણ મ્હામાંનું એક પણ વરણનની સાથે હોય તો તે વરણનની પ્રૌઢી થાય છે.

### સમ્ભાવના લંકાર.

આમ હોત તો આ થતે, સમ્ભાવના વિચાર;
વક્તા જો હત સેષ તો, પામત ગુણનો પાર. ૧૧૯

અર્થ.

જો આમ હોતતો આમ થાત એ જે વિચાર તે સમ્ભાવનાલંકાર કહેવાય. (ઉદાહરણ.) પ્રભુની પ્રાર્થના:—હમારા ગુણનો પાર જો શેષ કરવા લાગત તો થાત, કેમકે શેષને એક હજાર મુખછે, ને એકેક મુખમાં બબ્બે જીભોછે; અર્થાત હું એક મુખવાળો હમારા ગુણનો પાર કેમ પામું, માટે આં શેષની સમ્ભાવના થઈ.

### મિથ્યાધ્યવસિત્ય લંકાર.

મિથ્યાધ્યવસિત કઈ કેહે, વૃથા કલ્પના રીત;
કરમાં પારો જો રહે, કરે નવોઢા પ્રીત. ૧૨૦

અર્થ.

કાંઈ ખોટાની કલ્પના કરવી તે મિથ્યાધ્યવસિત્યલંકાર કહેવાય. (ઉદાહરણ.) જો હાથમાં પારો ઝાલી રખાય તો નવી પરણેલી સ્ત્રી પ્રીતિ કરે.

### લલિતાલંકાર.

અર્થ તણા પ્રતિબિમ્બને, વરણે લલિતાંકૂર
સેતુ બાંધિને શું કરે, હવે ઉતરી ગયું પુર. ૧૨૧

અર્થ.

કાંઈક કહેવાની ઇચ્છા હોયતો તેહેનું પ્રતિબિમ્બ વર્ણવતાં કહિયે, કે તે લલિતાલંકાર થાય. (ઉદાહરણ.) વૃથા પાજ બાંધીને શું કરશે! હવેતો પાણી ઉતરી ગયું; અર્થાત આ રીતે કોઈ કામ કરવાની વેળાયે ન કરે ને પછી કરે, એટલે થાવાનું કારણ કોઈ રીતે નાશ પામ્યા પછી તે કામ કરવા તઇયાર થાય, ત્યારે ન કરવાનો ઉત્તર ઉપર પ્રમાણે બીજી રીતે આપે તથી પ્રતિબિમ્બ જણાયું, માટે એ અલંકાર મનોહર ગણાય છે.

### પ્રહર્ષણાલંકાર.

ત્રિવિધ પ્રહર્ષણ જતન વણ, વાંચ્છિત ફળ જે હોય;
વાંચ્છિત થકી અધીક ફળ, શ્રમ વણ લહિયે સોય. ૧૨૨
શોધે જેહના જતનને, વસ્તુ ચ્હડે કર તેહ;
જેહની ચિતમાં ચાહ થઇ, આવીછે દુતિ એહ. ૧૨૩
કરતાં ઉદ્યમ દીપનો, ઉદ્યો ભાનુ દ્યુતિમાન;
નિધિઅંજનની ઔષધી, શોધ્યે જડ્યો નિધાન. ૧૨૪

### અર્થ.

પ્રહર્ષણાલંકારના ત્રણ પ્રકાર છે. પ્હેલો જે વસ્તુની ઇચ્છા થાય તે વગર મ્હેનતે આવી મળે તે. (ઉદાહરણ.) દૂતીને મળવાની મ્હને ચાહના હતી, ત્યહાંતો તેજ દૂતી આવીને મળી; ત્યાં ઇચ્છિતપ્રહર્ષણાલંકાર થયો. બીજો જે પદાર્થ મળવાસારૂ મ્હેનત કરવા લાગિયે, ત્યહાંતો તે પદાર્થથી અધિક બીજો પદાર્થ એની મળે આવી મળે તે. (ઉદાહરણ.) દીવો કરવાનો ઉદ્યમ માંડ્યો ત્યહાંતો સૂરજનો ઉદય થયો; ત્યાં ઇચ્છિતાધિકપ્રહર્ષણાલંકાર થયો. ત્રીજો જે વસ્તુ મળવાના જતનને શોધિયેછીયે, ત્યહાં તે વસ્તુજ એની મળે આવી મળે તે. (ઉદાહરણ.) જે ઔષધી આંજ્યાથી પૃથ્વીમાં દટાયેલું દ્રવ્ય દેખાઇઆવેછે, તે ઔષધીને શોધતાં દ્રવ્યજ આવીમળ્યું; તેથી અયત્નપ્રહર્ષણાલંકાર થયો.

### વિષાદાલંકાર.

તે વિષાદ ચિત ચાહથી, ઉલટૂં કંઇ થઇ જાય;
નિવી પરસવા સ્તુતિ કરે, કુરકુટ બોલ્યા ત્યાંય. ૧૨૫

### અર્થ.

જે કામની ઇચ્છા હોય તેથી કાંઇ ઉલટું થઇજાય, તે વિષાદાલંકાર કહેવાય. (ઉદાહરણ.) રાતમાં કેડથી લુગડું કહાડવાની સ્તુતિ કરેછે, એટલામાંતો ત્યહાં કુકડા બોલ્યા, ને સ્હવાર થઇ.

### ઉલ્લાસાલંકાર.

ગુણ અવગુણ જબ એકથી, અવર ધરે ઉલ્લાસ;
નાહિ સન્ત પાવન કરે, ધરે ગંગ એ આશ. ૧૨૬

અર્થ.

એકના ગુણ અવગુણથી બીજાને ઉલ્લાસ થાય, તે ઉલ્લાસાલંકાર. (ઉદાહરણ.) ગંગાજી અહેવી આશા રાખેછે કે, મ્હારા જળમાં નિર્વિકારી સન્ત નાહિ હુંને પાવન કરશે.

### અવજ્ઞાલંકાર.

થાય અવજ્ઞા અવરથી, લાગિ ન ગુણ કે દોષ;
પરમ સુધાકર કિરણથી, ખિલે ન પંકજ કોષ. ૧૨૭

અર્થ.

એકના ગુણ બીજાને લાગે નહિં અને દોષ લાગે તો તે અવજ્ઞાલંકાર કહેવાય. (ઉદાહરણ.) ચંદ્રમાના અમૃતમય કિર્ણથી કમળનો ડોડો ઉઘડે નહિં; અર્થાત ચન્દ્રમાનુ અમૃતતો કમળને કાંઈ ગુણ કરતું નથી, ને દોષતો પ્રકટ જણાય છે.

### અનુજ્ઞાલંકાર.

થાય અનુજ્ઞા દોષને, માનિલઈ ગુણધારિ;
હોય વિપત જગમાં સદા, હૈડે રહે મુરારિ. ૧૨૮

અર્થ.

જો દોષનો ગુણ માનિયે તો તે અનુજ્ઞાલંકાર થાય. (ઉદાહરણ.) આ સંસારમાં સદા દુઃખ થાય છે, પણ મુરારિ એટલે મુરદૈત્યને મારનાર જે અવતારી શ્રીકૃષ્ન, તે ચિત્તમાં આવી રહે છે; અર્થાત દુઃખરૂપ દોષમાં હરી સ્મરણરૂપી ગુણ માન્યો છે.

### લેષાલંકાર.

ગુણમાં દોષજ દોષમાં, ગુણ કલ્પનાથિ લેખ;
શુકને મધુરી વાણિથી, બન્ધન મળ્યૂં વિશેષ. ૧૨૯

અર્થ.

ગુણમાં દોષની ને દોષમાં ગુણની કલ્પના કરવી તે લેષાલં-

કાર (ઉદાહરણ.) પોપટ મધુરી વાણી બોલીને પાંજરામાં બન્ધીખાનું પામ્યો; અર્થાત મધુરી વાણી જે ગુણ તેથી બન્ધીખાનારૂપી દોષ પેદા થયો છે.

મુદ્રાપ્રસ્તુત્યલંકાર.

મુદ્રાપ્રસ્તુતિ પદ વિશે, ન્યારો અર્થ પ્રકાશ;
જાય ભ્રમર કોકિલ સ્થળે, જહાં રસીલી વાસ. ૧૩૦

અર્થ.

એક અર્થ કરતાં બીજા અર્થનો પ્રકાશ થાય, તે મુદ્રાપ્રસ્તુત્યલંકાર. (ઉદાહરણ.) કોયલે કરીને યુક્ત એહેવી જ્યહાં આંબાની રસીલી વાસ હોય ત્યહાં ભમરો જાય; અર્થાત આંબાનુ વરણન કરતાં ભમરાનું વરણન થયું એ બીજો અર્થ નિકળ્યો.

રત્નાવલ્યલંકાર.

રત્નાવળિ પ્રસ્તુત અરથ, ક્રમથી બીજાં નામ;
રસિક ચતુરમુખ ભૂમિપતિ, સકળ જ્ઞાનનાં ધામ. ૧૩૧

અર્થ.

જે અર્થ કહેવો હોય તેહેમાં ક્રમે કરીને નામ બીજાં આવે તે રત્નાવલ્યલંકાર. (ઉદાહરણ.) રસિક એટલે શ્રીકૃષ્ન, ચતુરમુખ એટલે બ્રહ્મા, ભુમીપતી એટલે શિવ, એ બધા જ્ઞાનનાં ઘરછે; અર્થાત આ નામો કાંઈ અપ્રસિદ્ધ અને કલ્પિત આવ્યાં તેથી અલંકાર થયો.

તદ્ગુણાલંકાર.

તદ્ગુણ તજિ ગુણ આપણો, સંગતિ કૂળ ગુણ લેય;
વેસર મૌક્તિક અધર મળિ, પદ્મરાગ છબિ દેય. ૧૩૨

અર્થ.

પોતાનો ગુણ મુકીને સંગતિનો ગુણ લે તે તદ્ગુણાલંકાર. (ઉદાહરણ.) વેશરનું મોતી અધરને મળીને પદ્મરાગ (રત્નની) શોભાને આપેછે; અર્થાત આં મોતીનો રંગ ધોળોછે તેહેમાં હોઠનો લાલરંગ પામીને મોતીયે લસણિયાના જેહેવી પીળી કાન્તિ ધરી છે.

## પૂર્વરૂપાલંકાર.

પૂર્વરૂપ લે સંગ ગુણ, તજિ ફુરિ આપણું તેજ;
કર્યાં ઉપાયથિ નવ મિટે, તે ગુણ ગણુના છેજ. ૧૩૩
શેષ શ્યામ શિવ કંઠ પર, થણુ યશ ઉજ્વળ જોત;
દીપ હોલવ્યો તો કિયો, રશના મણિ ઉદ્યોત. ૧૩૪

અર્થ.

પૂર્વરૂપાલંકારના બે પ્રકારછે. પ્હેલો કાંઈ ગુણથકી પોતાનું રૂપ બદલાઈ ગયું હોય, તે મિટીને પાછું પોતાનું સ્વસ્વરૂપ થાય તે. (ઉદાહરણ.) શેષ શ્વેતછે તે શિવજીને કંઠે વીંટાયો ત્યહારે કંઠમાં ઝેરછે ત્હેની અસરથી શ્યામ થયા, તથાપી પોતાના જશથીતો તે શ્વેતજ છે. આં એ અચળપૂર્વરૂપાલંકાર થયો. બીજો જે ગુણ મિટવાને માટે ઉપાય કર્યા હોય તોયે પણ તે ગુણ ન મિટે તે. (ઉદાહરણ.) ધણીયે દીવો હોલવી નાંખ્યો, ત્યહારે સ્ત્રીયે પોતાના કેડના ઘરેણામાં મણીયો હતી તે ઉઘાડી કરી, ત્યહારે ત્હેનો પ્રકાશ પ્રકટી રહ્યો; એથી પ્હેલાં દીવાનું અજવાળું હતું તે જતાં પાછું રત્નોનું અજવાળું થયું, અર્થાત અજવાળું કાયમનું કાયમ રહ્યુ તેથી એ અચળપૂર્વરૂપાલંકાર થકો.

## અતગુર્ણાલંકાર.

અતગુર્ણ સુસંગતિ થવે, જવ ગુણ લાગે નાંહિં;
પિયુ અનુરાગી નાં થયો, વશી રાગિ મનમાંહિં. ૧૩૫

અર્થ.

સંગતિ થાય ત્હેનો ગુણ લાગે નહિં ત્યહારે અતગુર્ણાલંકાર થાય. (ઉદાહરણ.) નાયકા કહેછે કે રાગી એટલે સ્નેહે ભર્યું મ્હારૂં મન છે, ત્હેમાં રેહિને મ્હારો પતિ સ્નેહી ન થયો; અર્થાત હું સ્નેહે ભર્યા મનમાં રાખુંછઉં, તોયે પણ ત્હેનો મ્હારા ઉપર સ્નેહ થાતો નથી.

## અનુગુણાલંકાર.

અનુગુણ જાવ સંગતિ થકી, પૂર્વ ગુણે સરસાય;

**મૌક્તિમાળ ઉર હાસ્યથી, અધિક શ્વેત થઇ જાય.૧૩૬**

**અર્થ.**

કોઇની સંગતિથી પોતાનો આગલો ગુણ જ્યહારે વધે ત્યહારે તે અનુગુણાલંકાર થાય. (ઉદાહરણ.) મોતીની માળા હૈયાના હાસ્યથી વધારે શ્વેત થઇ ગઇ. હાસ્યનો રંગ શ્વેત જાણવો.

**મિલિતાલંકાર.**

**મળતું તે સાદશ્યથી, ભેદ જદા ન જણાય;**
**અરુણ વરણ સ્ત્રી ચરણપર, અળતો લહ્યો ન જાય.૧૩૭**

**અર્થ.**

પોતાના જેહેવા સાથે જ્યહારે ભેદ ન જણાય ત્યહારે તે મિલિતાલંકાર કહેવાય. (ઉદાહરણ.) રાતાં પગતળાં ઉપર અળતાનો રંગ દીધોછે તે કાંઇ કહેવામાં આવતો નથી; અર્થાત ભેદ જણાતો નથી.

**સામાન્યાલંકાર.**

**સામાન્યજ સાદશ્યથી, જાણ પડે ન વિશેષ;**
**નહીં ફેર કંઇ કમળને, સ્ત્રી લોચન અનિમેષ. ૧૩૮**

**અર્થ.**

સરખી વસ્તુથી પોતે વધારે ન જણાય ત્યહારે સામાન્યાલંકાર કહેવાય. (ઉદાહરણ.) પાંપણો ઊંચી નીચી ન કરનારી એટલે એક દૃષ્ટિયે જોનારી સ્ત્રીની આંખો, અને કમળ, એહેમાં કાંઇ ફરક જણાતો નથી; અર્થાત આંખો સામાન્ય છે અને કમળ સાદસ્ય છે તેહેમાં કાંઇ વધતુ ઓછું જણાયું નથી.

**ઉન્મિલિતાલંકાર.**

**ઉન્મિલીત સાદશ્યથી, ભેદ સ્ફુરે તવ આન;**
**જય ગિરિ આગળ હિમગિરી, આલિંગને સુજાણ. ૧૩૯**

**અર્થ.**

એક વસ્તુ પાસે સમાન બીજી વસ્તુ છે, તે સાથે જો કાંઇ ફેર જણાય તો ઉન્મિલિતાલંકાર કહેવાય. (ઉદાહરણ.) કીર્તિનો પર્વત, અને હિમાળય પર્વત, એ બેની વચ્ચે ફેર

જ્યહારે હાથથી સ્પર્શ કરિયે ત્યહારેજ જાણવામાં આવે; અર્થાત બન્નો ઉજળા છે પણ હિમાળ પરવત તે શીતળ છે.

### વિશેષકાલંકાર.

આજ વિશેષ્ય વિશેષ વળિ, સ્ફુરેજ સમતામાંજ;
સ્ત્રીમુખ ને પંકજ લહે, શશિ દરશાણુથી સાંજ. ૧૪૦

અર્થ.

વિશેષ્ય અને વિશેષ બે સમાન છે, તે બન્નોનું જુદેજુદું ભાન થાય તે વિશેષકાલંકાર. (ઉદાહરણ) સ્ત્રીનું મુખકમળ અને કમળ ક્યહારે ઓળખાય કે સાંજના ચન્દ્રમા દેખાય ત્યારે; અર્થાત કમળ તો સાંજે બિડાઇ જાયછે ને સ્ત્રીનું મુખતો રાતને દિવસ પ્રફુલ્લિત રહેછે.

### ગુઢોત્તરાલંકાર.

ગુઢોત્તર કંઇ ભાવથી, ઉત્તર દીધે હોય;
ત્યહાં નેતર તરુમાં બટઉ, ઉતર્યા લાયક તોય. ૧૪૧

અર્થ.

કાંઇ બીજા કામના ભાવથી ઉત્તર દેવો તે ગુઢોત્તરાલંકાર. (ઉદાહરણ.) એક બટઉવે (પ્રવાશી.) પુછ્યું કે નદીમાં ઉતરાય એમ છે, ત્યહારે ત્હેને કોઈ સ્ત્રીયે ઉત્તર આપ્યો કે, પેલી તરફ જ્યહાં નેતરનાં ઝાડછે ત્યહાંથી નદી ઉતરવાલાયક છે; અર્થાત ઊંડી નથી, પણ ખરો અભિપ્રાય તો એછે કે, એ નેતરનાં ઝાડમાં જાશ એટલે હું ત્હેને મળીશ અને મોજ મારીશ.

### ચિત્રાલંકાર.

એક વચનમાં પ્રશ્ન ને, ઉત્તર ચિત્રે ભાળ;
ચંદ્ર ચંદ્રિકા અતિ રુચિર, આશો માસ રસાળ. ૧૪૨

અર્થ.

જે વચનવડે પ્રશ્ન પુછ્યો હોય તેજ વચનમાં જ્યહારે ઉત્તર સમાઇ રહ્યો હોય ત્યહારે ચિત્રાલંકાર જાણવો. (ઉદાહરણ.) જેમ કોઇયે પુછ્યું કે ચન્દ્રનું ચાંદરણું આશુંજ સુંદર છે

મ્હેવો રસાળ માસ આશ્વો છે, તો ત્હેનો ઉત્તર એજ પ્રશ્ન-માંથી મળ્યો કે આશ્વો માસ.

### સુક્ષ્માલંકાર.

સુક્ષ્મપર આશય લહી, સાને કહે સમજાવિ;
મ્હેં દીઠી સ્ત્રી શિષ મણી, કેશે લેતિ છપાવિ. ૧૪૩

### અર્થ.

પારકો આશય સમજીને કાંઈક ત્હેનો ભાવ સંકેતમાં જણા-વવો તે સુક્ષ્માલંકાર. (ઉદાહરણ.) મ્હે દીઠું કે માથે દામણી-માં મણી છે તે વાળે કરીને છુપાવ્યો; અર્થાત કોઈ કામી પતિયે રસ્તે જતાં કોઈ રીતે સ્ત્રીને જણાવ્યું કે આપણે ક્યારે મળશું, ત્હારે સ્ત્રીયે પોતાના માથાપર મણી હતો તે વાળમાં ઢાંકી દીધો, જેથી તે ઉપપતિ સમજ્યો કે, સૂર્ય આથમશે ત્હારે એટલે રાત્રીયે અંધારે મળશું.

### પિહિતાલંકાર

પિહિત છાંનિ પરવાતનો, ભાવ દાખવે ધારિ;
અરૂણ ઉદય પતિ આવિયો, હસિ ચાંપે પગ પ્યારિ. ૧૪૪

### અર્થ.

પારકી ગુપ્ત વાત સમજીને ત્હેનો ભાવ દેખાડે તે પિહિ-તાલંકાર. (ઉદાહરણ.) રાત્રે કોઈ સ્ત્રીની સાથે રમીને પરોઢિયે પતિ આવ્યો, તે સમજીને સ્ત્રી હસતાં હસતાં પગ ચાંપવા લાગી; અર્થાત રમીને આવ્યો તે થાક્યો હશે ત્હેવો ભાવ જ-ણાવી આપ્યો.

### વ્યાજોક્ત્યલંકાર.

વ્યાજોક્તી કહું અવર વિધિ, કહે ગુપ્ત આકાર;
સખિ શુકનાંછે કર્મ એ, દંતુડિ જાણિ અનાર. ૧૪૫

### અર્થ.

કોઈ બીજી રીતે કહિને પોતાનાં કર્મનો આકાર છુપાવી રાખવો તે વ્યાજોક્ત્યલંકાર. (ઉદાહરણ.) સ્ત્રીના હોઠ ઉપર

પતિના દાંત લાગેલા ત્હેના આંકા પડ્યા છે, તે ઉપરથી સખીએ પુછ્યું કે આ હોઠ ઉપર શું થયું છે, ત્યહારે ત્હેણે કહ્યું કે આજની મ્હારા પોથીથી રંગેલા રાતા દાંતને પોપટે ડાડમના દાણા જાણીને ચાંચ મારી તે હોઠને લાગી ત્હેના ડાઘા પડી રહ્યા છે.

### ગુઢોક્ત્યલંકાર.

ગુઢોક્તી તે અવરથી, કરિયે પર ઉપદેશ;
સખી કાલ હું વો જઈશ, પુજવા દેવ મહેશ. ૧૪૬

### અર્થ.

સમજાવવું હોય કોઈને, ને બોલવું કોઈ બીજા સાથે થાય ત્યહારે ગુઢોક્ત્યલંકાર થાય. (ઉદાહરણ.) સખી સખીને કહે છે કે હે સખી કાલે હું મહાદેવની પુજા કરવા જઈશ; અર્થાત પોતાનો પરપ્રિય નાયક પાસે છે ત્હેને સમજાવ્યું કે હું મહાદેવના દેહરામાં ત્હને મળીશ.

### વિવૃતોક્ત્યલંકાર.

શ્લેષ છુપેલું પ્રકટ કરે, વિવૃતોક્તિ છે નામ;
શિવ પુજતાં કહ્યું સાનમાં, હવે વસો ચિત ધામ. ૧૪૭

### અર્થ.

છુપેલા પદાર્થને શ્લેષે કરીને પ્રકટ કરવો ત્હેનું નામ વિવૃતોક્ત્યલંકાર. (ઉદાહરણ.) એક સ્ત્રીયે શિવજીની પુજા કરતાં એમ કહ્યું કે હવે મ્હારા ચિત્તરૂપી ઘરમાં વસો. એથી તે સ્ત્રીનો ઉપપતિ આવ્યો હતો ત્હેને એમ સમજાવ્યું જે હમણાં ઘરમાં માણસો છે, માટે આ ઘરમાંથી નીકળી જઈ મ્હારા ચિત્તરૂપી ઘરમાં વસો; અર્થાત મ્હારા ચિત્તરૂપી ઘરમાંજ રહો, અને આ ઘરમાંથી નાસી જાઓ, એ હવે છુપેલો અર્થ શ્લેષે કરીને પ્રકટ જણાવ્યો છે.

### યુક્ત્યલંકાર.

કાંઈ ક્રિયા કરવા થકી, જે મન મર્મ છુપાવિ;
પિયુ જાતાં આંસુ પડ્યાં, લુછિ નયન કરાવિ. ૧૪૯

અર્થ.

કાંઈ ક્રિયા કરવાથી પોતાનો મર્મ છુપી જાય તે યુક્ત્યલંકાર. (ઉદાહરણ.) પોતાનો ધણી પરદેશ જતી વેળા સાસુ નણંદ દેખતાં સ્રીના આંખમાં આંસુ આવી ગયાં, તે પોતાનું ચિન્હ છુપાવવાસારૂ આંખો ડરાવી કરીને સાસુ નણંદને કાંઈ બીજી વાત પુછવા લાગી.

લોકોક્ત્યલંકાર

લોકોક્તી કહું બોલવું, લઈને લોક પ્રવાદ;
નયન મિચી ખટમાસ લગિ, સહિયે વિરહ વિશાદ. ૧૪૯

અર્થ.

લોકમાં કેટલીક વાતો કહેવાય છે તે લઈને બોલવું તે લોકોક્ત્યલંકાર. (ઉદાહરણ.) છ મહિના આંખો મીચીને વિરહનું દુઃખ સહિયે; અર્થાત આંખો મીચીને સહિ લૈયે એમ લોકમાં કહેવાય છે.

છેકોક્ત્યલંકાર.

લોકોક્ત્યજ કહું અર્થથી, છેકોક્તી તું પ્રમાણ;
જે ગાયોને વાળતો, તેજ ધનન્જય જાણ. ૧૫૦

અર્થ.

લોક કહેછે એહેવા કાંઈ અર્થથી જે વાત બને તે છેકોક્ત્યલંકાર. (ઉદાહરણ.) જે ગાયોને વાળે તેજ અર્જુન જાણો. અર્થાત લોકમાં કહેવાયછે કે, જે ગાયોને વાળે તેજ ગોવાળ, તેમ આ ઠેકાણે અર્જુન એહેવાજ અર્થમાં કર્યોછે.

વક્રોક્ત્યલંકાર.

વક્રોક્તી કહું શ્લેષથી, અર્થ ફરન્તો હોય;
રસિક અપૂરવ છો પિયૂ, બુરૂં કહે ન કોય. ૧૫૧

અર્થ.

કાંઈક શબ્દને શ્લેષે કરીને અર્થ ફેર થાય તે વક્રોક્ત્યલંકાર. (ઉદાહરણ.)નાયકા નાયકને કહેછે કે, તમારા જેહેવા રસિક થયો

નથી, એહેવા ત્હમે રસિક એટલે રસના ભોકતાછો, તેથી ત્હ-
મને સર્વે રસિક કહેછે, પણ કોઈ બૂરૂં કહેતા નથી; હવે બૂ-
રૂં (ખાંડ બેયલીનું.) તે સારા અર્થમાં છે તેમજ નઠારૂં તે
અર્થમાં પણ છે, અર્થાત ત્હમે નરસા પણછો, એ શ્લેષથી
અર્થ ફર્યા માટે વક્રોક્તિ થઈ.

## સ્વભાવોક્ત્યલંકાર.

સ્વભાવોક્તિ તે જાણિ લે, વરણન જાતિ સુહાય;
હસિ હસિ ઢળિ જાતિ ફૂરિ હસતિ, મુખ મરડી ઇતરાય. ૧૫૨

### અર્થ.

જે કાંઈ જાતી સ્વભાવનું વરણન કરવું તે સ્વભાવોક્ત્યલં-
કાર. (ઉદાહરણ) હસતી હસતી ઢળી જાયછે ને વળી ફરીને
હસેછે, અને મુખ મરડી અભિમાન દેખાડે છે. અર્થાત
એ સ્રીનો જાતી સ્વભાવછે.

## ભાવિકાલંકાર.

ભાવિક ભૂત ભવિષ્યમાં, દેખાડે પ્રત્યક્ષ.
વૃન્દાવનમાં આજ પણ, લીલા જો દૈ લક્ષ. ૧૫૩

### અર્થ.

જે ભૂત તે ભવિષ્યમાં પ્રત્યક્ષ દેખાડે તે ભાવિકાલંકાર.
(ઉદાહરણ.) આગળ જે લીલા વૃન્દાવનમાં થઈ હતી, તે
ત્યહાં જઈ લક્ષ દઈને આજ જો; અર્થાત આજ પણ દેખીશ.

## ઉદાત્તાલંકાર.

આપી અપલક્ષણ અધિક, શોધે હોય ઉદાત;
વશ જેહને ત્હેની ત્હમો, સુણો ન કહે કહે વાત. ૧૫૪

### અર્થ.

અપલક્ષણ કરાવીને વળી વધારે શોધિયે તે ઉદાત્તાલંકાર.
(ઉદાહરણ.) ત્હમે જેહેને વશ થયાછો ત્હેની કહેવી કહેવી
વાતો સાંભળતા નથી; અર્થાત ત્હેની કોઇક વાતો મ્હારા વિશે
વાંકીએ પણ સાંભળતા હશોજ એહેમાં શું ફેર.

### અત્યુક્તાલંકાર.

અલંકાર અત્યુક્તિ તે, વરણે અતિશય રૂપ;
યાચક કલ્પ તરૂ થયા, હારા દાનથિ ભૂપ. ૧૫૫

અર્થ.

જે ઠેકાણે અતિશયજ બોલાય તે અત્યુક્તાલંકાર. (ઉદાહરણ.) હેરાજા ત્હારા દાનથી યાચક કલ્પવૃક્ષ થઇ ગયા; અર્થાત તેઓ પણ કેક ઠેકાણે દાન કર્યાજ કરેછે.

### નૈરૂક્તિકાલંકાર.

તે નિરૂક્ત કહં જોગથી, અર્થ કલ્પના હોય;
ઉદ્ધવ કુબજા વશ થયા, તે નિર્ગુણ કયમ ન્હોય. ૧૫૬

અર્થ.

જ્યહારે કોઈ સંયોગથી અર્થની કલ્પના આવે એહેવું બોલાય ત્યહારે નૈરૂક્તિકાલંકાર થાય. (ઉદાહરણ.) હેઉદ્ધવ એ કૃષ્ણ કુબજાને વશ થયા, તેથી એહેમાં કાંઈ ગુણ નથી એ ખરેખરૂં છે; અર્થાત નિરગુણ શબ્દનો બીજી રીતે ઊંધો અર્થ કર્યો.

### પ્રતિષેધાલંકાર

તે પ્રતિષેધ પ્રસિદ્ધ જે, અર્થ નિષેધ્યો જાય;
મોહન કર મોરલિ નથી, બુરી બલા દરશાય. ૧૫૭

અર્થ.

જે પ્રત્યક્ષ અર્થને ઉડાવીને બીજો અર્થ કરે તે પ્રતિષેધાલંકાર. (ઉદાહરણ.) આ મોહનના હાથમાં મોરલી નથી, એનો નઠારી બલા દેખાયછે; અર્થાત મોરલી મોહ ઉપજાવનારીછે ત્હેને બલા કહિ.

### વિધ્યલંકાર.

અલંકાર વિધિસિદ્ધ જે, અર્થ સંધિયે સાર;
કોયલ તે કોયલ ખરી, રૂતુમાં કરે પુકાર. ૧૫૮

અર્થ.

જે અર્થ કરીને વિધિસિદ્ધ થાય તે વિધ્યલંકાર. (ઉદાહરણ.)

કોયલ તે કોયલ ત્હારેજ જો વસન્તરૂતુમાં બોલે તો, એટલે વસન્તરૂતુમાં આંબાનો મોર અને ફળ કોયલ ખાયછે, ત્યારેજ ત્હેના કંઠમાં મધુરતા આવે; એ શિવાય બીજી રૂતુમાં કાંઈ ત્હેનો સ્વર મધુર લાગતો નથી.

### હેત્વાલંકાર.

હેતુ અલંકૃત હોય જ્યાં, કારણ કારજ સંગ;
ઉપજે કારણ કાર્ય જ્હાં, એક વસ્તુને અંગ. ૧૫૯
ઉદિત થયો શશિ માનિની, માન વિડારણ જાણ;
મ્હોર રિદ્ધિ સમૃદ્ધિ તો, ત્હારી કૃપા પ્રમાણ. ૧૬૦

અર્થ.

હેત્વાલંકાર બે પ્રકારનોછે. પ્રથમ કારણ, ને કાર્ય એક વસ્તુના અંગમાં પેદા થાય તે દ્વિધાંગહેત્વાલંકાર. (ઉદાહરણ.) હે માનવાળી જો આ ચંદ્ર ઉદય થયો તે ત્હારા માનને મટાડનારો જાણ; મ્હામાં જે મુખના રૂપથી ઘણું માન થયું તે કાર્યછે, અને મુખ કારણછે, તે થકી ચંદ્રમા ઘણો સુંદર દેખાયછે માટે ત્હારૂં માન ગયું એમ જાણ. બીજો કારણ ને કાર્યનું એક અંગ થાય તે એકાંગહેત્વાલંકાર. (ઉદાહરણ.) મ્હારેતો રિદ્ધિ અને સ્મૃદ્ધિ એક ત્હમારી કૃપાજછે, કે જ્હેને હું વખાણુંછઊં; અર્થાત એક કૃપાછે એજ રિદ્ધિ અને સ્મૃદ્ધિછે, હવે કૃપા કારણ ને રિદ્ધિ સ્મૃદ્ધિ કાર્યછે, ત્હેનો અંતર ભાવ એક કૃપામાંજ થાયછે.

### છેકાનુપ્રાસાલંકાર

આવૃતિ વરણ અનેકની, બબ્બે વારજ હોય;
છે છેકાનુપ્રાસ સ્વર, સમતા વિનાજ સોય. ૧૬૧
અન્જન લાગ્યૂં છે અધર, પ્યારિ નયન પર પીક;
મૌક્તિ માલ ઉલટી પ્રકટ, કઠિણ હ્રદય પર ઠીક. ૧૬૨

અર્થ

ઘણાએક અક્ષરોની આવૃત્તિ બબ્બે કે વધારેવાર આવે,

અથવા સ્વર ન મળતા આવે ને વ્યન્જનજ મળતા આવે, તે છેકાનુ પ્રાસાલંકાર કહેવાય. (ઉદાહરણ.) બે અ, ત્રણ ન, બે ટ, બે લ, બે ઠી, એ રીત ઉપલા દોહરામાંછે તે અક્ષરો સમજી લેવા, અને બીજો અર્થ જે છે તેતો પ્રકટજ છે. હવે મૂળાર્થ ખન્ડિતા નાયકા કહેછેકે હોઠઉપર અન્જન લાગ્યુંછે, અને આંખ ઉપર લાલ તમ્બોળ લાગ્યુંછે, તેમજ મોતીની માળા ઊંધી કઠિણ છાતી ઉપર ઠીક ઉપડી આવીછે.

### લાટાનુ પ્રાસાલંકાર.

તે લાટાનુ પ્રાસ જાય, પાદનિ આવૃતિ હોય;
શબ્દ અર્થના ભેદથી, ભેદ વિનાના સોય. ૧૬૩
પિયુ નિકટ જ્હેને નહીં, ધામ ચાંદની તેય;
પિઉ નિકટ જ્હેને સખી, ધામ ચાંદની હેય. ૧૬૪

અર્થ.

જ્યહારે ચરણની આવૃત્તિ થાય, ને ત્હેમાં કાંઈ શબ્દ કે અર્થનો ભેદ પડતો હોય, યા ન પડતો હોય, ત્યહારે લાટાનુ પ્રાસાલંકાર કહેવાય. (ઉદાહરણ.) દોહાનું પ્હેલું અને બીજું ચરણ સરખું આવ્યું, ને ત્હેમાં એક શબ્દના ફેરથી અર્થ બીજી રીતનો થયો. હવે મૂળાર્થ જે સ્ત્રીનો ધણી પાસે નથી ત્હેને અજવાળી રાત ખરા બપોરના ઘામ જ્હેવીછે, ને હે સખી જ્હેનો ધણી પાસેછે ત્હેને ખરા બપોરની ગરમી પણ અજવાળી રાત જ્હેવી શીતળછે.

### યમકાનુ પ્રાસાલંકાર.

યમક શબ્દ પુનરુક્તિ પણ, અર્થ જુદોજ પ્રમાણ;
આરતની આરત સુઘડ, સુઘટ પતિથી માણ. ૧૬૫

અર્થ.

જ્યહારે બે શબ્દ સરખા આવે ને ત્હેનો અર્થ જુદો થાતો હોય, ત્યહારે યમકાનુપ્રાસાલંકાર જાણવો, (ઉદાહરણ,) હે સુઘડ આ વસન્તઋતુની સઘળી આરતો એટલે મનના કોડ, તું

સુઘડ પત્ની સાથે રમણ પુરાંપાડ આ કોઈ ધર્મ બોધક ક-
વિનું વસન્તરૂતુમાં છાકેલા ફુઆડ વિત્રછને કહેવુંછે. આરત
આરત એ શબ્દો બેવડાયાછે તે યમકછે, કેમકે ત્હેના અર્થ
જુદા જુદા થાયછે; આરત એટલે આ રતુ અને બીજી
વારેનું આરત તે મનના કોડ.

વૃત્યાનુપ્રાસાલંકાર.

પ્રતિ અક્ષર આવૃત્તિ કહું, વૃત્તી ત્રિવિધ પ્રમાણ;
મધુર વરણ જેહેમાં સબી, ઉપ નાગરિકા જાણ. ૧૬૬
બીજે પુરૂષા કેહે સઉ, જેહેમાં બહૂ સમાસ;
વણ સમાસં જ્યેહાં મધુરતા, કેહે કોમળો લ્હાસ. ૧૬૭
ઘનઘોર થતાં ઘરમાં રમાં, મુગ્ધા કામાવેશ;
પિયુ પરદેશ અદેશ આ, આવે નહિં સંદેશ. ૧૬૮
કોકિલ ચાત્રક ભ્રંગ કુળ, કેકી કઠિણ ચકોર;
સ્હોર સુણી ધડક્યું હ્રદય, કામ કટક અતિ જોર. ૧૬૯
ઘન વરષત દામિનિ દમક, દશ દિશ નીર તરંગ;
દમ્પતિ હ્રદય હુલાસથી, અતિ સરસાય અનંગ. ૧૭૦

અર્થ,

આ વૃત્યાનુપ્રાસાલંકારના ત્રણ પ્રકારછે. પ્રથમ જેહેમાં
સઘળા મધુર અક્ષરો આવે ત્હેનું નામ ઉપનાગરિકાનુપ્રાસ;
હવે મધુર અક્ષરો એટલે કકારથી તે મકાર સુધી, અને ર-
કાર તથા ણકાર લઘુ આવે, ને ટઠડઢણ એ અક્ષરો ન આવે,
ત્યહારે મધુર વર્ણ કહેવાય. મૂળાર્થ. વરસાદની તો ઘટા છવા-
ઈ ત્હેવામાં રમાં નામ સ્ત્રી તે ન્હાની અવસ્થામાં છે, અને
ત્હેનો ધણીતો પરદેશછે, ને ત્હેનો સંદેશો પણ આવતો નથી
એ સારૂં નહિં; અર્થાત ત્હેનો પતિ ત્હેની પાસેજ જોઈયે.
બીજી, જેહેમાં ઘણો લામ્બો સમાસ આવે તે દિર્ઘ સમાસા-
નુપ્રાસ જાણવો. (ઉદાહરણ.) કોયલ, બપૈયા, ભમરા, મોર,
ચકોર ત્હેના સમૂહનો કઠણ નાદ સાંભળીને હૈયું ધડકી ગયું;

જાણે અતિશે કામના કટકનું જોર કેમ ન થયું હોય. જાન્જે. સમાસ ન્હાના હોય અને વર્ણનમાં મધુરતા આવે ત્યહારે કોમળોલ્હાસાનુપ્રાસ જાણવો. (ઉદાહરણ.) મેઘ વરસતાં વિજળી શોભી રહિછે, અને દશ દિશામાં પાણીના તરંગ ઉછળી રહ્યાછે, તે વખત ધણી ધણિઆણીના મનમાં કામદેવ અતિસેં રસ ઉપજાવેછે.

### પરસ્પર ભ્રાન્ત્યાલંકાર.

**ભ્રાન્તી હોય પરસ્પરે, તોજ પરસ્પર ભ્રાન્ત;**
**ગ્રંથ કુવલયાનન્દમાં દીઠો નવિન વૃતાન્ત. ૧૭૧**
**પલાસ વૃક્ષે શુક તણી, ચાંચ કુસુમ સુવિચારી;**
**ભ્રમર જતાં શુક ચાચપર, શુંક ગ્રહ્યું ફળધારિ. ૧૭૨**

### અર્થ.

જ્યહારે પરસ્પર એટલે એક બીજાને ભ્રાન્તી પડે ત્યહારે પરસ્પરભ્રાન્ત્યાલંકાર થાય. આ અલંકાર કુવલયાનંદ નામના ગ્રંથમાંથી નવિન એટલે આ ગ્રંથમાં ન આવેલો જાણી વરણવ્યોછે. (ઉદાહરણ.) ખાખરના ઝાડ ઉપર એક પોપટ બેઠો હતો, ત્હેની ચાંચને ભમરાયે ફૂલ જાણી ત્હેની સુવાસ લેવાને ગયો; તેમજ તે ખાખરના ઝાડ ઉપર જાંબુડાનું ઝાડ હતું, તેથી પોપટે એમ જાણ્યું જે, આ પાકું જાંબુનું ફળ પડ્યું તે કેમ જવા દઉં, એમ ધારીને તેણે ચાંચવતી ભમર.ને પકડ્યો; એમ પરસ્પર ભ્રાન્તી થઈ.

### સુસિદ્ધાલંકાર.

**સાધિ સાધિજ અપરમરે, અવર ભોગવે સિદ્ધિ;**
**ત્હેને કહે સુસિદ્ધ સૌ, કવિકુળ બુદ્ધિ સમૃદ્ધિ. ૧૭૩**

### અર્થ.

સાધન સાધી મરે બીજા, અને તેનું ફળ કોઈ બીજા ભોગવે ત્યહારે બુદ્ધિ માન કવિઓ ત્હેને સુસિદ્ધાલંકાર કહેછે, એ અલંકાર કવિપ્રિયામાંથી નવિન જાણી વરણવ્યોછે.

( ઉદાહરણ. )
( છપ્પયવૃત્ત. )

ભ્રમરિસંચિ બહુ મરે, સ્વાદ લેતાંમાનવિ સુખ,
ખણિ ખણિ મરે મજૂર, કૂપ જળ પિલે પંથિ સુખ,
માળિ મસાગત કરે, પુષ્પ પરિમલલે નરવર;
લડિ લડિ મરતાં સૈન્ય, ભૂપ થાતાજ કીર્તિ કર,
ભૂષણ સોની ઘડિ ઘડિ મરે, ભામિનિતન શોભા કરણ,
કહે દલપતિ લેખક લખિમરે, પન્ડિત લહે સુઅર્થ ગુણ.૧૭૪

અર્થ.

મધમાખી મધ સાંચી મરે પણ મધનો ખરો સ્વાદ માણસ ભોગવેછે, મજુરો કુવા ખોદી મરેછે પણ તેનું સુખ ખરેખાત પ્રવાશી ભોગવેછે, માળી મેહેનત કરી મરેછે પણ ફુલનો સુવાસ શ્રીમંતો જેકે રસિક તે લેછે લસ્કરો લડી લડીને મરે પણ કીર્તિ તો રાજાનીજ કેહેવાય સોની લોકો ઘરેણા ઘડી ઘડીને મરે છે પણ શોભાનો સ્ત્રીના અંગને આપેછે તેમજ કવિ દલપતિરામ કહેછે કે લહિયા લોકો લખી લખીને મરે પણ તેહેનાં ગુણાર્થ તો પંન્ડિતજ જાણેછે.

ગ્રંથકરતાની નમ્રતા.

આ ભાષાભૂષણ રચ્યું, પન્ડિત સુલજ્ઞ વિચારિ;
જો ચુક્યો કંઇ હોઉં તો, લેજો સુકવિ સુધારિ. ૧૭૫

ગ્રન્થપ્રયોજન.

અલંકાર બહુ અર્થના, કહ્યા એકસો આઠ;
ગુર્જર ભાષામાં પ્રકટ, કરવે જોયા પાઠ. ૧૭૬
ચક્રવર્તિ જયદેવ કૃત, ચન્દ્રાલોક યશસ્વિ;
ભાષાભૂષણ તે થકી, જન્મ પામ્યું તેજસ્વિ. ૧૭૭
મારવાડમાં જોધપુર, જસવંતસિંહ નરેશ;
વિચારિ શબ્દ અલંકૃત પૂર્ણ પ્રેમ આદેશ. ૧૭૮
ભાષાન્તર તેઉપરથી, ધર્યું ગ્રન્થ એ નામ;

ભાષાભૂષણ ગુર્જરી, ગુણિજન રંજન ધામ. ૧૭૯
અક્ષરના સંયોગથી, શબ્દાલંકૃતિ સોહ્ય;
તિલકથકી સાધારણો, લક્ષણ ઉજ્વળ જોય. ૧૮૦

ગ્રંથ સમાપ્તિ.

ગીતિ વૃત્ત.

વિક્રમ સંવત સહસ્ત્ર, નવસો ઓગણત્રીશ જ્યેષ્ઠ માસે;
શુદ્ધ પક્ષ દ્વિતિયાયે, ગ્રન્થ ઉદય ચંદ્ર ચંદ્રિકા ભાસે. ૧૭૯
સૂર્યપુર શ્રાવણમય, ત્યહાં કવિ દલપતિ સદાનંદ કરતો;
સ્વાર્થે અને પરમાર્થે, યશ પ્રભુ આપે સદૈવ પ્રિય રચતો. ૧૮૦




ગીતી વૃત.

વીર ચરિત્ર વિચારી, ધર્માર્થે પ્રકટ પ્રકટ વાણિ દ્વારે;
દલપતિ દેશ કળા જય, યશ યશ રળતા યશસ્વિ વિસ્તારે. ૧

# श्री वीरचरित्र प्रारम्भ.

## મંગળાચરણ.

પદ.

રામચંદ્ર રઘુવીર, જયજય રામચંદ્ર રઘુવીર. એ રાગે ગાવું.

અખન્ડાનન્દ અપાર, જયજય જગ જન સરજનહાર. અ. ટેક.
પ્રણવમન્ત્ર માત્રા ત્રણ આદી, અકાર ઉકાર મકાર. જય. અ. ૧
સર્વશક્તિજ્ઞાતા કવિ ગાતા, વાણી ચાર પ્રકાર. જય. અ. ૨
નામ પરા પશ્યંતિ મધ્યમા, વૈખરિ પ્રાણાધાર. જય. અ. ૩
વાગ્વિચરિયી વિશ્વ સકળમાં, ચાલે ત્રિવ વ્યવહાર. જય. અ. ૪
ગણાધિપ દશ ઇન્દ્રિય સ્વામી, સિદ્ધિ બુદ્ધિ સહ સાર. જય. અ. ૫
પંચ તત્વ પંચાયતન પુજા, જ્ઞાની જ્ઞાન વિચાર. જય. અ. ૬
પંચાયતન શિવ શક્તિ ગણાધિપ,ભાનુ વિષ્ણુ પ્રિયકાર. જય. અ. ૭
ત્રિગુણબંધ સૃષ્ટી ઉત્પત્તી, પાલકને સંહાર. જય. અ. ૮
આદી કારણ અવ્યક્ત દલપતિ, માયા કાર્ય વિચાર. જય. અ. ૯
મિથ્યા જગ સંહરણ કરેતા, ત્રિલોચન પામે પાર. જય. અ. ૧૦
કાર્ય કારણથી ઉત્પત્તી, કર્માધિન વિસ્તાર. જય. અ. ૧૧
પ્રથમ ધર્મ શુભ અર્થ કામના, મોક્ષ પદારથ ચાર. જય. અ. ૧૨
ધર્માર્થાદિક ચારમા આદી, ધર્માર્થ પ્રકટ સરદાર. જય. અ. ૧૩
આદી આર્ય પ્રતાપિ ગવાતા, ઇંદ્રાદિક પાન્ડુ કુમાર. જય. અ. ૧૪
ચક્રવર્તિ પદ ઇન્દ્ર અધિક પદ, અધિક અધિક અધિકાર.જય. અ. ૧૫
કલ્પવૃક્ષ ઇન્દ્રાસન દલપતિ, અક્ષયપાત્ર વિચાર. જય. અ. ૧૬
સોળકળા મંગળાચરણે ભણ્યું, જય યશ પુરણહાર. જય. અ. ૧૭

## વીરચરિત્ર રૂપક. ૧.

ગરબો.

ગોકુળિયે લઈ ચાલો, ઓધવરાજ હમને. એ રાગે.

વિનતિ વિરાનિ વિચારો, હો પ્યારા આર્ય દેશી;
જ્હેહાં જન્મ્યા ન ત્હેહાંનું વિચારો,હો પ્યારા આર્ય દેશી. ટેક.
સ્મરણ કરવતા જ્ઞાન ઘટાકર, વેદ વેદાંગ વિચારો. હો. જ્હેહાં. ૧
પુરાણનો ભેદ પુરાણું બતાવે, તે ઇતિહાસ વિચારો. હો. જ્હેહાં. ૨

કાવ્યકળા ચિત્ર અંત ન આવે,જન પ્રિય હિત ત્યહાં વિચારો.હો.જ્યહાં.૩
પ્રતિમા ચિત્રકળા યુદ્ધ યુદ્ધે, શુભ ફળ કીર્તિ વિચારો. હો. જ્યહાં. ૪
રામાયણ જય ભારત રંગી, યુદ્ધકળા પ્રિયકારો. હો.જ્યહાં. ૫
લોક હસે કુતરાં ક્યહાં ભસાવો, આ ઢંગ નોય તમારો. હો. જ્યહાં. ૬
ભરતખંડ એશિયાખંડ જાણો, જુદું રખે ચિત ધારો.હો. જ્યહાં. ૭
ઘરની ફૂટમાં ઘર ખોઇ બેઠા, બંધ થશે દેખું દ્વારો. હો. જ્યહાં. ૮
શરિરનો રક્ષક શરિર ઠરાવ્યે, પશુકરતાં પ્રિય હારો. હો. જ્યહાં. ૯
પશુને દાતરડી દાંત ન્હોરો, તમ પાસે તે ન ધારો. હો. જ્યહાં. ૧૦
સારૂં થયૂં રાજ્યકર્તાથિ ધ્રૂજે, બાકિ નર્યા જયવારો. હો. જ્યહાં. ૧૧
જનમન હરખ્યાં વૃષ્ટિ થઈ છે, બાકિ ભિલોના પુકારો.હો.જ્યહાં. ૧૨
ખૂણે ચંપાતા રક્ષક રંગ થોડા, રક્ષો શિ રીત શરીરે. હો.જ્યહાં. ૧૩
અતિ ધન ડર તે આજ ગુમાવ્યા, વ્યાપારિ પ્રીત વધારો.હો જ્યહાં.૧૪
સકળ કળા સૂર્ય વસ્ત્રો રૂપાળાં,તે તેજસ્વિ વાદળ ગયાં કાળો.હો.જ્યહાં.૧૫
કળાવંત જોતા કદર દાન ક્યહાંછે, સકળ કળા જોનારો. હો.જ્યહાં.૧૬
જવાહિર હીરા માણિક્યાદિ લખ્યા, પટકુળાદી શૃંગારો. હો. જ્યહાં.૧૭
આજ સોના જુંસરાં કોઈ કોટે,ધાતુ શિ ગણિ પ્યારો.હો.જ્યહાં.૧૮
હૈયાનો હાર હરાતો ગણીલો, ધાતુપાત્રસુધી પળનારો. હો.જ્યહાં. ૧૯
વ્યાપારિ સુસ્ત કળાવંત કાંગા, ઓ વ્યાપારે ઝળકારો.હો. જ્યહાં. ૨૦
દેશ દેશના દેશ હિતસ્વી, લાગે આપણને તે કંપારો. હો.જ્યહાં. ૨૧
આળસુ ઊંઘણસીમાં ઠર્યાછો,ક્યહાં ઠામ ઓ પગલું વિચારો.હો.જ્યહાં.૨૨
પરદેશી પગલાં વ્યાપાર રૂપે, ઘરવાદો થઈને પુજારો. હો. જ્યહાં. ૨૩
વિચારમંદિરમાં વિચાર કરંતા, આનંદમય ગ્રન્થકારો.હો. જ્યહાં. ૨૪
આપણું તાપણું ક્યહારથિ આવ્યૂં,મહંમદિ આવ્યા શિકારો.હો.જ્યહાં.૨૫
ફ્રેંચ, વિલંદા, ધરાની, ફિરંગી, ઈંગ્રજ ઉજ્વળ ન્યારો. હો. જ્યહાં.૨૬
વ્યાપાર દ્વારે ખોયા ખજાના,રંક રાજાને એક ઉવારો.હો. જ્યહાં. ૨૭
પરદેશી દેશી પરદેશી આવ્યે, સોંત્રો ઓંત્રો ચિત ધારો. હો.જ્યહાં. ૨૮
મ્હેલ ક્હાડું પારસી ને ફિરંગી,મુસ્સદિના જોઈ જોનારો.હો.જ્યહાં.૨૯
દેખા દેખી જોગ સાધ્યા પ્રમાણે,રોગ વાધ્યા તે નિવારો.હો.જ્યહાં.૩૦

વિશ્વાસ ઉડ્યા સંપજ ત્રૂટ્યા, તે વ્યવ્હાર સુધારો. હો. જ્યહાં ૩૧
વિશ્વાસ સંપ ત્યહાં વ્યાપાર વૃદ્ધી,કળા દેશ રૂડાં રાજદ્વારો.હો.જ્યહાં.૩૨
ન્યાતે ન્યાતના પંચ વિચારી,આપો આપમાં સંપ સ્વિકારો.હો.જ્યહાં.૩૩
જન્મ ધર્યો ન ધર્યા ક્યહાં ધરાવો, દેશીકારિગિરીને વધારો.હો.જ્યહાં.૩૪
ન પારકું સારૂં પોતિકું સારૂં, જો લાગે નકારૂં સમારો. હો.જ્યહવાં.૩૫
બંગાલ મધરાજ દક્ષણ મેડયું, રજવાડિ રાજકોટ વારો હો.જ્યહાં.૩૬
સુરત ભરુચ ખેડા રાજનગરના, ગુર્જર પ્રા ત સુધારો. હો. જ્યહાં.૩૭
ન્યાતે ન્યાતમાં વ્યાપાર કાજે, ભેગાથઇ ભાગિદારો. હો. જ્યહાં. ૩૮
લગ્નો શ્રીમંત તેરમાં વરસી, ક્રિયા માત્ર કરો તરનારો.હો. જ્યહાં.૩૯
બ્રાહ્મભોજ માત્ર શક્તી પ્રમાણે,શાસ્ત્રોક્ત ચતુર ચિતધારો.હો.જ્યહાં.૪૦
હૂંસાતુંસી એકેકનું જોઇ કરતા,વરઘોડે ક્યહાં જમણવારો હો.જ્યહાં.૪૧
ઘેલાઇ બાળ લગ્નોને વરાની, મૂકિ ઉત્સવે ન્યાતને ઠારો.હો.જ્યહાં.૪૨
ગુરૂ ઉત્સવ એક કલ્યાણકારી, કરો ઉધરાણે લ્હેણાદારો. હો.જ્યહાં.૪૩
ન્યાતે ન્યાતને ગામે ગામોના,કદ આયુષ્ય ઓછાં થનારો હો.જ્યહાં.૪૪
કસરતિ અંગ ન કાંગામાં લેખ્યાં, જ્હેનાથી ત્હેનાથી હારો.હો.જ્યહાં.૪૫
બિહોન બ્હાદુર ભવરણ જોવાં, ચતુર થઇ સરદારો. હો. જ્યહાં.૪૬
" સા સુખ જમિનજ્યહાં જ્વાહિર જનની,હાથછતાં હથિયારો.હો.જ્યહાં.૪૭
ગામેગામમાં પૂરમાં પોળે, કસરતશાળા વિસ્તારો. હો. જ્યહાં.૪૮
અધિક કળાવંત અધિકારી સ્થાપી,શુભ ચરિત્રનું વાન વધારો.હો.જ્યહાં૪૯
સોળે શાન વિશે વાન કહેણી,રે રહેણિ ન રાખિ ગમારો.હો.જ્યહાં.૫૦
વિદ્યા શિખે પુત્ર પ્યારો પિતાને,કવિ શુરવિર પંડિત ચિતારો.હો.જ્યહાં.૫૧
દેશકળા સૂર્ય કિર્ણો પ્રકાશે, જો પરદેશી વસ્તુ ધિઃકારો. હો.જ્યહાં.૫૨
દેસકળા ઉત્તેજક મન્ડળોમાં, થાય ઝળાં ઝળાં ઝળકારો. હો.જ્યહાં.૫૩
બાવન વિર વિક્રમાદિત્ય જેપન,દલપતિ જય યશ વારો. હો.જ્યહાં.૫૪

(વીરચરિત્ર રૂપક. ૨)

દોહરા.

વીર ચરિત્ર વિચારતા, પારસિ મૂસલમાન;
અવર આર્યજન એશિયા, ખંડે ઇન્દુસ્થાન. ૧

દેશ રૂડો વતની કર્યાં, વસ્તી કોટિ અહરાઢ;
ચીન અહડે વસ્તી કળા, મચાવતા શુભ રહાઢ.
ધણિ ધણિયાંણી મિત્ર કૈ, ભગિની માત સુ તાત;
સગાં સહોદર ગોત્ર કુળ, સંપ ન વિરુદ્ધ વાત. ૩
પથી પંથીઓ લડે, જ્ઞાત જ્ઞાત શી વાત;
સંપ વહ્યો અહાં સામટો, ધર્મ ધર્મ વિખ્યાત. ૪
મુસલમાન પારસિ લડ્યા, મુમ્બઇમાં બે વાર;
જુઓ રહ્યો અહાં સંપ શુભ, ધન્ય ખન્ડ વ્યવહાર. ૫
યત્ન કરો મચિ સંપથી, દેશ હિતસ્વી સાર;
દલપતિ ધરણી ધાતુ બળ, સંસારે પ્રિયકાર. ૬
માત્ર પ્રાણ રક્ષક ભલા, ભવમાં ખોતા ભાર;
પેટ ભરે પશુ પક્ષિ ઓ, લાયક નહિં સરદાર. ૭
અસંતોષિ રાજ્યે વડો, કુળમાં કુળપતિ ધીર;
સ્વકુળા ચાર પરાક્રમે, સંસ્કારી શુરવીર. ૮
અરસ પરસ સૌ દેશમાં, ખપતા માલ વિશેષ;
પણ શ્યાંતો સૌ પારકો, પોતાનો નહિં લેષ. ૯
ને જેતા શ્રીમંતકો, રાજ્યવર્ગિ જે હોય;
હેતુ પરાયા દેશની, કારિગિરીને જોય. ૧૦
માત્ર પ્રદર્શણ રૂપ તે, કળાવંતને કાજ;
નમુનો જોઈ અસલ કર્યું, રીઝિ રિઝવતા રાજ. ૧૧
આ દ્વાદશ દોહા કર્યાં, સ્વદેશિ લોક સુજાણ;
દલપતિ જો જાણે નહીં, તો પરિચટ પાષાણ. ૧૨

**(વીસ્થશિત્ર રૂપક. ૩)**

પદ. રાગ મંગળાચરણ પ્રમાણે.

આર્ય મૂળ અભિધાન, સ્વદેશી પારસિ મૂસલમાન. આર્ય. ટેક.
દુરદશામાં દેશ પિડાતો, જુઓ આજ છતાં બેભાન. સ્વ. ૧
દિનપરદિન પડતી નહિં અટકી, ઓ રાય રંક સંતાન. સ્વ. ૨
ગામે ગામને નગર નગર જન, સંપ ધરો વિદ્વાન. સ્વ. ૩

આપણ ત્રણ વર્ણી નહિ ઓછા, ભુલવે અશિનાં ભાન. સ્વ. ૪
પરદેશી દેશે બહુ રળતા, દેશિ ખમે નુકસાન. સ્વ. ૫
ભણિ ભણિ જન દાસત્વ નિચામાં, માની લે બહુ માન. સ્વ. ૬
દેશિ દગા ફટકાથી ડરતા, વ્યાપાર માંહ્ય નિદાન. સ્વ. ૭
કુસંપ કપટ તજિ દો સૌ દેશી, બનિ વ્યાપારે ધીમાન. સ્વ. ૮
ગૌચરણો એડછ ઘણાએ, ઠરિ નિર્દય નાદાન. સ્વ. ૯
સમજો પ્યારાં પશું પોષે દુધ, દધિ ઘૃતથી પકવાન. સ્વ. ૧૦
ક્ષાત્ર ક્ષેત્રમાં એથિ વિચારો, પાકે અધિક જન ધાન. સ્વ. ૧૧
સુવર્ણાદિક ધાતુ ખાણના, શોધક થઈ લો માન. સ્વ. ૧૨
ચુર્ણાદિ કલ્ક માત્રાઓ કરો સૌ, વૈદ્ય બડા વિદ્વાન. સ્વ. ૧૩
પરદેશી ઔષધિઓ ખાવે, થતાં શરિર સળેલ સમાન. સ્વ. ૧૪
દેશિ વનસ્પતિનાં ગુણકારી, સત્વ ક્ષારાદિ ગુણવાન. સ્વ. ૧૫
આયુર વૃદ્ધિ વનસ્પતિ કરતા, તે તજિ ધરતા આન. સ્વ. ૧૬
બંધ થશે આવતી પરદેશી, દુખદાયક લેતિ જાન. સ્વ. ૧૭
આઠાઠ વર્ષે વરતાં બાળક, ગણિલોક લાજ સનમાન. સ્વ. ૧૮
અહલાવડા ને મહલાવડા પ્રિય, કાચિ ધાતુનું કરતા જ્યાન. સ્વ. ૧૯
વીર્યવાન તે બ્હેનું મ્હેલો, તો ક્યહાંથિ શુરાં સંતાન. સ્વ. ૨૦
થોડામાં ઘણું દલપતિ સુચવે, શાન વાન શ્રી માન. સ્વ. આ. ૨૧

(ગીતિવૃત્ત.)

જેમ સકળ દેશોમાં, સકળ કળા પામતી રાજ્ય માન;
તેમ દેશિઆ દેશે, હતી થશે સકળ દેશથી તાન. ૧



# प्रताप दर्शण रुपक. १.

## માલિનીવૃત્ત.

સમય સ્મરણ રૂપી, મૂર્તિયો જે સ્થપાઈ,
જન પ્રિયકર જ્યોતી, આર્ય લોકે વખાઈ;
સદ્‍ગુણ સરસાઈ, સર્વ શક્તી વિરાજે,
નમું દશ અવતારી, રૂપ રૂપેજ રાજે. ૧

સ્મૃતિ ક્રમ ઇતિહાસો, મૂઢને ગૂઢ લાગે,
સકળ નિગમ શાસ્ત્રો, ધર્મનાં કર્મ જાગે;
વિસરિ જઇ ભુલોકે, મુર્ખ થૈ ખાય ખત્તા,
શરમ શિર નમે આ, વ્હેમની આજ સત્તા. ૨

## શિખરિણીવૃત્ત.

પ્રકાશ્યો ક્યહાં ભાનુ, રજનિ પડતાં પશ્ચિમ ગયો,
પ્રભાતે તે પૂર્વે, સ્મરણ વત સાચેજ ઉદયો;
પ્રસાર્યાં કિર્ણો જે, ઉડિ ધુર ગુલાલી યશ યશે,
છવાઈ પૃથ્વી આ, સકળ સ્થળ શોભ્યાં જય વસે. ૧

પ્રજા સ્નાને ધ્યાને, કરિ તિલક આવાહન કરે,
સ્વધર્મે સૌ રાચી, અચળ નિયમોમાં ચિત ધરે;
દધી દુર્વા હસ્તે, જય યશ વધો વૃદ્ધ વદતા,
વસન્તે ધામોમાં, ધુપ દિપ સમારમ્ભ દિપતા. ૩

સુગંધી સર્વાંગે, જન મન ઉમંગ્યાં ફળશ્રુતી,
યશસ્વી આ ઇચ્છા, શુરવિર રુદેમાં યશવતી;
ખિરાધીરા શોભે, ધરણિ ધ્રુજવે મન્ડળ મળી,
ફળાવંતો પૂરા, નવલ ક્રમ શસ્ત્રાવધિ વળી. ૩

દિપાવે વાજિન્ત્રો, અરિદળ ફળા જોય પરતા,
વિચારે સૌ રસ્તા, વ્યુહ રમણમાં યુદ્ધ કરતા;
ધસ્યા કે તે પાછા, કદિ ન હઠનારા નર ખરા,
સુરા પ્યાલા પીતાં, હર હર સ્વભક્તી થકિ ત્વરા. ૪

અજીતોનાં ખાનાં, સ્વગૃહિ ગ્રહ તેજોમય ઘણા,
મળે ક્રે જ્યોતિષ્યે, કુળદિપકનાં જોય સમણા;
રમે રંગે બાજી, સરસ સતરંજે શિશિ મઝા,
કરાવે તે સ્મર્ણો, જળહળ પતાકા શત ધ્વજા. ૫
સમાધાની દેશે, સબળ પર શત્રૂ સહ લડે,
કળા કૌશલ્યેછે, વય વિશ વસા તે અવધડે;
અખાડાના ઉઠ્યા, અનુભવ વિનાના પ્રિયરણે,
અગાડી નાં રાખે, અનુભવિ ધુમે અગ્રજપણે. ૬
પછાડી વૃદ્ધો તે, રણભુવનના સત્ય કળશો,
સમાલે સામગ્રી, સમયસુચકે છત્ર કળશો;
પ્રતાપી વૃદ્ધો ક્યહાં, કુરૂ કુળ લડ્યાં સ્મરણ વતછે,
ગુરૂદ્રોણે ભિષ્મે, અવધિ કરિ ધર્મેન્દ્ર યશછે. ૭

(મેઘ છંદની) ચાલ.

તારૂં ગોકુળ જોવાને આવરે, મથુરાના વાસી. એ રાગ.

રે સહજ સહજની માંહ્ય લડે, આપ આપણ વાળા,
રાજપુત્ર થયા રજપૂત, જો ખેડુત રૂપાળા,
રૂપાળા કરમાં ખાંડાં લઈ, વરવા વસુધાને જાય,
પૃથ્વીપતિનાં તે અભિમાનો, તજિ દઈ ઘેલા થાય,
શૂરાતનને ખામી. ૧

§પ્રેમ શૌર્યછે લાડકાં, આર્યોનાં પ્યારાં,
જો પ્યારાં પ્યારાંને કેળવે, તો થાય ન ન્યારાં,
કેળવણી સઘળાને પ્યારી, પ્યારિ કીર્તિને કાજ,
કીર્તિવન્ત જિવન મુક્ત થાવે, ગાતા ગુણિજન ગાન,
મંદિર મંદિર આજે. ૨

ગુણ કર્મ કહાવી ઉચ્ચ, મેઘ સમાન વિરાજો,
તેમ ઇચ્છો કલ્યાણ, રાજ્ય સુધર્મે છાજો,
સ્વધર્મ વ્હાલો જે જનને નહિં, તેજ ખરો અજ્ઞાન,
જનુનિ જઠરમાં આવ્યો નાવ્યો, પરદુઃખભંજન માન,
શકવંતા વિક્રમને. ૩

---

§સ્વદેશ પ્રીતી.

પ્રથમ વર્ગ વિદ્યાવંતનો, સત્ય વાક્ય રવૈયા,
દ્વિતિય પદે ધર્મ રક્ષતા, ક્ષત્રિય લડવૈયા,
તૃતિય પદે ધનવાન વિરાજે, દેશાભિમાને પર્મ,
સ્વધર્મ રક્ષાર્થે ધન ખરચે, પરલોકે મોટો ધર્મ,
આ લોકે યશ લેતા. ૪

શોધન બોધન કાવ્ય, સમય સમય દીપાવે,
સ્મૃતિ કર યશસ્વિ શાસ્ત્ર, જય યશ કીર્તિ અપાવે.
સમશેર ભલી શીરોઈની ને, જયપુર ચિત્રે ચિત્ર,
ડુંગરપૂરની પ્રતિમા વિરાજે, નથિ વૃદ્ધિકરણ કો મિત્ર,
ઉપમા માત્ર રહીછે. ૫

ધનુર વિદ્યા વરુણાસ્ત્ર ને, અગ્ન્યાસ્ત્રાદિ કહેવાં,
ગદાયુદ્ધ ચક્રાયુદ્ધ, તે પોથાંમાં જોવાં,
શરમ ધરો અંગબળ લજાવ્યાં, આયુષ્ય ઓછાં થાય,
કસરતિ અંગમાં સ્વચ્છ નૂર તે, ઝળળળળળ ઝળકાય,
સિદ્ધિ સ્વરૂપ વિચારો. ૬

### છંદ હરિગિતની ચાલ.

જન્મ્યા આર્ય યશસ્વિયો તે, વસુધા સફળ રસાળ છે,
નિત નવલ રંગ તરંગ ઉડતા, ભાગ્યવાન વિશાળછે,
અર્દ્ધવર્ણિ કાંતિ સતેજમાં, આભર્ણ ભૂષણ ઓપતા,
ભવ્ય મૂર્તી રસભર્યા, જન પરાક્રમમાં ઝળકતા. ૧

### પ્રતાપદર્શણ રૂપક. ૨

### મેઘ છંદની ચાલ.

૮ જો શરદચંદ્ર સોહામણો, રમતો આકાશે,
તે છેલ છબીલો લાગતો, પ્રેમ પ્રેમ પ્રકાશે,
ભાગ્યોદય ભાસો એણિ પેરે, કીર્તિ કમળા સાથ,
શરદચંદ્ર નક્ષત્રનિ શોભા, ગોપી ગોપીનાથ,
કે કો વિરલો જાણે. ૧

જાણે તે સુખ માણતો, મણિમયમાં રાજે,
ચંદ્ર કિરણે કાલિન્દી નીરે, તમ રણછોડ વિરાજે,

નાયક લાયક આજ લખ્યાયો, શૃંગારી શુરધીર,
પ્રભા પ્રભાકરની સહ્ક કરતા, કરતાનૂં હીર વીર,
એ સૌ ભાગ્ય સલુણો. ૨

એ જોતાં તૃપ્ત ન થૈયેરે, તુલના અર્ધાંગી,
એતો માયા કેરા રૂપમાં, અનુપમ સર્વાંગી,
સર્વાંગે હિમાળય શોભા, વરણવિ કાળીદાસ,
વૃંદાવનની શોભા સુખકર, પ્રેમ રમણ રંગ રાસ,
શ્રી શુકદેવનું ધન તે. ૩

એ એ ધન જનને કાજ, ઉત્પ્રેક્ષા આર્યોની,
રે પૃથ્વીમાં નથિ માગ, છે રચના કાવ્યોની,
નવરાત્રી પૂજન શકતીનૂં, ચૌદ રત્નનૂં રત્ન,
તે થકિ યશ યશ દશ દિશા ચંદ્ર, કીર્તિનું એ થકિ યત્ન,
કેશરિ કારણ પ્યાલે. ૪

જય યશ યશ આર્યના અંગને. ઘાવ ભૂષણ રૂપે,
સુગંધિ સમસ્ત ગોટા થઈ, દિવ્ય ઇષ્ટને ધૂપે,
પ્રકાશમાં સૌ પ્રકાશતારે, વ્હેંચાયે નિસ્તેજ,
ધન પૂજન ધન કાળનું કાળૂં, ઘર ઘર દિપક સતેજ,
કીર્તિ દિપકે દિવાળી. ૫

આ સુરત સુરત આ આજની, પ્રેમીમાં મ્હાલે,
રે પ્રેમ થકીછે શૌર્યતા, યશ રંગો આલે,
એ આશિષ આર્યોત્કર્ષીછે, મંગળ મંગળ ગાઓ,
સ્મર્ણ કરાવે કાવ્ય રસીલાં, રણ રંગે રંગાઓ,
સુહાલા ક્ષત્રીઓ. ૬

એ યશસ્વિ મહિમાને લહી, જ્ઞાની કો વંદે,
ભુત વર્તમાન ભવિષ્યને, જો અધિકાનંદે,
આનંદ કારણ રૂપ કાર્યમાં, નવલ નવલ પ્રિય જોય,
પરિક્રમણ પદ મ્હડનૂં કહાવે, મધ્યે મોહન સોય,
મોહન મોહિનિ મળતાં. ૭

હે મોહન યશ યશ આર્યના, આર્યાવૃત્ત કાજે,
કૃષ્ણને જય જય મળતારે, ત્હેવા કોણ આજે,
સંતોષિ અસંતોષ ધરો વિર, અજાતાં સંતોષ,
અરિથી અંત અમર એઆ હરહર, ભણિ જુઓ જોષ.
જોતિષી શી જુઓછો. ૮

પ્રયોગ યોગ યોગ સાનિ થઇ, નવ વનમાં મ્હાલો,
કાયર કેમ કહેવાયે આર્ય, યશ યશસ્વી રિસાલો,
પ્રેમ શૌર્ય તકતકિ રહિ તેજી, તેજી યતા તૈયાર,
કવિ દલપતિ ભવરણ રણ મધ્યે, જો ઝળળળ ઝળકાર,
જય જય જય આર્યાને. ૯



# कैशरहिंद.

## राज्यतवारीख.

### ગિતીવૃત્ત

વિક્ટોરિયા સુ વિજયા, ઇંગ્લાન્ડે રાજતી દેવિ રૂપ;
ભૂપ તવારિખ વરણું યશ દે વાણિશ્વરી રસ અનૂપ. ૧
ભૃગુસ્થાનિ સજ્જન સૌ, વરણન કરતાં શેષ થકિત થાય;
તો કવિજન શું કવતા, થાકે જિહ્વા વરસ વિતી જાય. ૨
બુદ્ધિ તણે અનુસારે, કિંચિત વરણન કવૂ ધરો મન;
સિન્ધુનદ ભરપુરથી, ચાંચ ભરે પક્ષિ તેમ હૂં જન. ૩

### છંદહરિગિતની દેશી.

સૂર્યપૂર વિશાળ શોભા, વ્યાપારે ચઢતી હતી;
દેશ દેશથિ આવતા જન, તેમ કમ્પનિ થૈ છતી;
ભૃગુસ્થાન ને ખમ્ભાત વળિ, મધરાજ બંગાળે વસી;
યૂરોપ જન વ્યાપાર કરતા, મોગલે નાંખ્યા હસી. ૧
ચતુર ક્લાઇવ સરદારના, સુ વિચાર સૌને મન વસ્યા;
અવસ્થા આ દેશની જોઈ, વ્યવસ્થા કરવે ધસ્યા;
વ્યવસ્થા તદબીરથી સજિ, સૈન્ય એ સઘળે ઘુમ્યા;
દેશિ રાજે મદત કાજે, કમ્પની કર જઈ ચુમ્યા. ૨
વર્તણુક તેહની સાથે, ડહાપણે દરસાવિને;
પ્લાસિમાં ફત્તેહ પામ્યા, અરિ જનો તરસાવિને;
નેપોલિયન સમ ટીપુને, શ્રીરંગપટ્ટણમાં હણ્યો;
તે જોઈ યશ ઇંગ્રેજના, રાજ્યો ધ્રુજી ડર બહુ ગણ્યો. ૩
પછિ પેશવાઈ પૂરિ કીધી, દેશની સત્તા લિધી;
પ્રજામાં વર્તાવિ શાન્તી, હલિ આનન્દે કિધી;

ઈનસાફિ રિત વખણાઈ સઘળે, અદલ કાંટો કહાવિયો ;
રાજિ રાજી થઈ રૈયત, અમલ સૌ મન ભાવિયો. ૪

ઉઠયો બળવો બળ કરી જે, સન સત્તાવનમાં ;
તે સમાવી મહારાણિયે, જય જય કર્યો ત્રિભુવનમાં ;
કમ્પની કરથી લિધો, અધિકાર આપે હાથમાં ;
ડયુક ઑફ એડિનબરે દાખ્યૂં, રાજ રૂપ સૌ સાથમાં. ૫

પધાર્યા પછિ પ્રિન્સ પોતે, રાજના યુવરાજ જે ;
જન્મ સ્વપ્ન સફળ કર્યું, વળિ જોયું દિલ્લી તાજ જે;
ભૂપ સઘળે ભેટ આપી, ભાવથી ભેટયા જઈ ;
લખ લૂટ નાણું ઊછળ્યૂં, શુભ ખુશાલી હિંદે થઈ. ૬

ડિઝરાયલી દીવાન ડાહ્યો, માન પામ્યો આ સમે:
યૂરોપમાં અતિ યુક્તિથી, શુભ દાવ સૌ સાથે રમે:
આજ ઈન્દુસ્થાનમાં, કિર્તી વધારી કોડમા ;
પદવિ કૈશરહિંદ ધન ધન, રાણિ નહિં તુજ જોડમાં. ૭

## પદ રાગ જેજેવંતી.

જય જય મહારાણિજી, તું મહા માન પામિ ;
પદ કૈશરહિંદ લિધૂં, વિજય વિજય નામી. જય. ટેક.

ઈસુ સન અઢારસેં, સિત્તોતેરનિ પ્હેલી ;
ઉત્સવ આનંદ આજ, પ્રજા થાતિ ઘેલી. જય. ૧

ખાન પાન રાગ બાગ, રમણિક દિસે જો ;
કલ્પવૃક્ષ કહાવિ રાણિ, યાચકો વિશે જો. જય. ૨

સહેર સુધરાઈ મ્હેલ, યશસ્વી વિરાજે ;
વડા અધિકારિ સાથ, સદ્‌ગૃહસ્થ છાજે. જય. ૩

આર્ય મુસલમાન બ્રિટિશ, પારસી પધારી ;
કવિ આશિષ દે પુષ્પ વૃષ્ટિ, જાય જન બલિહારી. જય. ૪

સુનેરી સુ મ્હેલ માંહ્ય, કવિતા ગવડાવી ;
બાળકિ સૌ બાળકોને, મિઠાઈ ખવડાવી. જય. ૫

રમત ગમત રંગ મોજ, રણિના ગુણોની ;
કવિ જન કવતા કહાણિ, યશસ્વી સુણોની. જય. ૬
ઠામ ઠામ દીપવાળિ, ઝળાં ઝળાં રાજે ;
માર્ગ સ્વચ્છ છંટકાવ, વૃષ્ટિ થૈ શું આજે. જય. ૭
જન મન્ડળ સ્વચ્છ વસ્ત્ર, પ્હેરી મલપંતા ;
દારૂખાનું નિરખવાજ, ઉમંગે ધસંતા. જય. ૮
સાગરની લ્હેરિયો સમ, ધસંતા દિસે છે ;
દલપતિ ઉપમા શું કહું, મનોમનવિષે છે. જય. ૯

## ગીતિવૃત્ત.

શોડશકળ કિર્તી શુભ, સૂર્ય સમી જોઈને અરી ડરતા ;
અખંડ અવિચળ રેહેજો, યશસ્વિ કાર્યો તણી ઠરી કરતા. ૧

શાહજહાન બાદશાહના વખતમાં ગ્વાલિયરના રેહેનાર કવિ સુંદરદાસે પોતાને બાદશાહ તરફથી જે માન મળ્યું તે વિશે સુંદરશૃંગાર નામના પુસ્તકમાં લખેછે કે.

## દોહરો.

નગ ભૂષન મનિ સબ દિયો, યહ હાથી શિરપાવ ;
પ્રથમ દિયો કવિરાજ પદ, બહુરિ મહા કવિરાવ. ૧

એક કવિ ભોજના સમયમાં આમ કહેછે કે, ચાતક જેમ પુરંદરની યાચના કરેછે (અર્થાત મેઘ સ્વાધીન છે તેથી.) ત્યહારેજ સંતોષ માને છે નહિં તો તરસે રહે છે તેમ ઉત્તમ કવિને રાજાઓ તરફથી આશ્રય મળેછે ત્યારેજ તે સંતોષ માને છે નહિંતો તરસ્યો રહેછે.

# THE EMPRESS OF INDIA.

O, Goddess of speech! give me success. I describe shortly the history of the British rule in India. Victoria, whose very name signifies victory, shines with the lustre of a Goddess in England. O, ye men of Broach, listen to me who am attempting to describe to the best of my ability the virtues of our Empress. Her glory it is beyond the power of Sesh to describe with his thousand tongues. In making this attempt I merely resemble a bird carrying a drop from a great ocean.

The East India Company first established its factory in the then flourishing and commercial town of Surat and then in Broach, Madras, Bengal &c. At first these Europeans were laughed at by the Moguls as mere men of commerce; but by the will of God these foreign merchants, under the military genius of Lord Clive engaged themselves in adjusting the politics of the country. Gathering armies the all-subduing English rushed a-

gainst their enemies and the Native Princes sought their helping hands. The victory of Plassey, the deserved result of their wisdom and policy, secured to them supreme power in the country. They destroyed Tipu Sultan, the Napolean of Shirangapatam and spread terror into the hearts of the enemies. Then came the turn of the Peshwa, whose great throne was worthily occupied by the English, whose blessed rule gave happiness and tranquility to the whole nation. The justice of the English became a subject of admiration throughout the length and breadth of India and the subjects were satisfied with their just rule. Her Imperial Majesty, after suppressing the formidable mutiny of 1857, took the reins of her Indian Empire into her own hands amidst universal acclamations of joy. First came His Royal Highness the Duke of Edinburgh to gladden the loyal hearts of Her Majesty's subjects and then followed the gracious visit of His Royal Highness the Prince of

Wales who thus fulfilled the dream of his life. Native Chiefs from various parts of the country flocked together to pay their respects and offer presents. The wise premier, the earl of Beacons'field has acquired great fame by his wise and cautious policy and this day in India the glory of Her Majesty shines with full lustre by her assumption of the title of the Empress of India. O, Queen thou hast no equal, Glory to thee O, Empress. Thy title of "Empress of India." implies victory to thy arms. This day the 1st of January 1877 there are feasts and rejoicings everywhere in this land and the hearts of thysubjects are maddened with joy. The people are eating and drinking and there is joy and happiness everywhere. To the beggars, O, Empress, thou hast proved thyself a Kalpa Vriksh (a tree which satisfies all desires.)

In the beautiful Hall of the Municipality the members of the Hindoo, Parsee, Mussalman and English communities assembled to pour forth

their heartfelt blessings on the Queen and sweat-meats were distributed to the boys and girls who sang beautiful songs in the Suneri Mehel. This seems a day of Divali to every one and the roads are as well watered as if it had rained. The people in their best attire rush like the waves of the ocean to see the fireworks with great glee. Kavi Dalpatiram "says my power of description fails to give an adequate idea of the scene though every heart does feel it."

May thy enemies tremble on seeing thy glory as bright as the resplendent sun and mayest thou the doer of glorious deeds live a long and happy life to rule India.

When the Great Mogul Emperor Shahajan ascended the throne of India he signalized the Event by conferring the title of Maha Kavi (Great Poet) on poet Sundar accompanied with large and costly gifts; may the Empress do the same in the case of the living poets in India who look to the kings as their Chief support like the Chatak (a bird) that would subsist by the bounty of the Almighty Jove (Indra) or die of thirst.